श्री

# मूर्तिरक्षा अने समग्र समीक्षा

## अथवा भारत प्रबोध.


લેખક અને પ્રકાશક.

રા. ગુલાબરાય વિ. કલ્યાણરાય હાથી.



મુંબઈ.

કિંમત સવા રૂપિયો.

શ્રી

# મૂર્તિદિક્ષા અને સમયસમીક્ષા

અથવા

# ભારત પ્રબોધ.

"શ્રી ગણેશાદિ દેવોનાં સ્વરૂપ, વાહન, સાધનાદિ સંકેતોનું, સ્વરાજ્યનું, સનાતન ધર્મની શ્રેષ્ઠતા, અનેકમાં એકતા, ઝેરમાં અમૃત, ગૌરક્ષા, સ્ત્રીયોગ્યતા, કન્યાવિક્રયની વિરૂદ્ધતા, શિખા, સૂત્ર, સૂતક, ગ્રહણ, પરદેશગમન તથા ભારતભૂમિની ઉત્કૃષ્ટતા માટે કેળવણીના વિચાર વિગેરેનું અને આધુનિક સુધારક ચળવળનું અપૂર્વ યુક્તિ અને પ્રમાણપુરસ્સર દિવ્યદર્શન."

—:o:—

યોજક અને પ્રકાશક:-

**રા. રા. ગુલાબરાય કલ્યાણરાય હાથી,**

શ્રીયુત્ શેઠ ગો. તે. હાઈસ્કુલના સંસ્કૃત શિક્ષક, **મુમ્બાઈ.**

સને ૧૯૧૭] સર્વ હક્ક સ્વાધીન. [સંવત ૧૯૭૪

કિંમત સવા રૂપિયો.

મળવાના ઠેકાણાઃ--

——:૦:——

**શ્રી 'સરસ્વતી' છાપખાનું**

૩૫૬, નાગદેવી રસ્તો, માંડવી પોસ્ટ ઑફીસ પાસે-મુંબઈ

તથા

સર્વે જાણીતા પુસ્તકો વેચનાર પાસેથી મળશે.

# મૂર્તિદર્શન.

## કવાલી.

મનુષ્ય જે ભાવના કરશે, એમાંથી એક પ્રકારે હશે—ટેક.

શરીરકાં આત્મની ચિન્તા, અવળી સવળી ધરી અહંતા. ૧

વિષયના બહિર્ પદાર્થોમાં, અન્તરનાં દિવ્ય સ્વરૂપોમાં;
તજી સંસારની તૃષ્ણા, ભજી નિજ નાથ અન્તરના. ૨

ક્ષણિક લૌકિક ભોગ મળવા, જુઠા અહંકારને ટળવા;
નિરંજન નિત્યને સ્મરવા, દોષ દૃષ્ટિ બીજે કરવા. ૩

મૂર્તિમય ધ્યાનમાં ધરવા, પરમ પદ તેથી નીરખવા;
પ્રવૃત્તિ દુઃખ પરહરવા, નિવૃત્તિ સુખ સંઘરવા. ૪

કરી પહેલું પ્રભાતે કામ, હૃદયમાં ચિન્તવી હરિનામ;
નિહાળી સુંદરી મૂર્તિ, આપે જે જગતને સ્ફુર્તિ. ૫

સેવી સંપત્ સદા દૈવી, ઉખેડી આસુરી વૈરી;
અનેકે એકને પેખી, અખંડા નન્દને દેખી. ૬

હૃદય ઝળકાટથી ચેતી, કષ્ટ સઘળાં ગયાં લેખી;
વિદારો દીન બંધો નાથ, કૃપાસાગર અમારાં પાપ. ૭

વિનવતાં જોડીને બે હાથ. મળી ભેટ છે આપોઆપ.;
મીરાં નરસિંહ અને પ્રહ્લાદ, ધ્રુવ અંબરીષ થયા કૃતાર્થ. ૮

માનો મૂર્તિતણો પ્રતાપ, વિશેષે શું કહેવી વાત!
મૂરખને છે ઘણો સંતાપ, પ્રભો તેને સુમતિ તું આપ. ૯

——:o:——

# । ॐ तत्सत् ।

## श्रीस्वदेश स्तुति. ( जयदेव जयदेव राग. )

ॐ सांख्य योगस्थानैक्य, प्रकटित गजवदनं (२) मूषक भक्त्या मोदक(२)
भुक्त्यामुक्तिप्रदम् नमामि निजदेशम् ॥ १ ॥
तुर्यातीत म भयप्रद, मशेष विघ्नहरं ( २ ) ताप त्रिविधतृष्णाहर, (२)
त्रिशूलसर्पधरम् ॥ नमामि० ॥ २ ॥
मयूरवीणा ग्रन्थवरैर्वै स्फाटिक सत्त्वभरं ( २ ) कला संगीत साहित्यै, (२)
र्शप्त्यातृप्तिकरम् ॥ नमामि० ॥ ३ ॥
जगतोजनकं कमलोद्भूतं, निर्मलं वायुरूपं २ । । हंसवहं वेदवदं,(२)
विकसित चतुर्मुखम् ॥ न० ॥ ४ ॥
धर्मबोधयोरूपं, नंदिगरुडवाहं ( २ ) । सकल संकट संहरणे, ( २ )
हरहरिपदभक्तम् ॥ न० ॥ ५ ॥
एवं सर्वमभिन्न, मखण्डमेकरसं, ( २ ) शुद्धं बुद्धं सुखदं, ( २)सुरेश
परमेशम् ॥ न० ॥ ६ ॥
निर्भय नित्यनिरञ्जन, निस्त्रैगुण्यमजं, ( २ ) सच्चित्सुखनिजरूपं, ( २ )
सदैव साम्राज्यम् ॥ न० ॥ ७ ॥
श्रद्धाभक्ति ध्यानसमाधि, गम्यामृततत्त्वं ( २ ) । दर्पवमि हे जननि,
( २ ) कृपयाते विदितम् ॥ न० ॥ ८ ॥
नत्वोपकार न र्थं, रिद्धिसिद्धि मयं ( २ ) । स्मृत्वानत्वामन्ये, ( २ ) ।
प्रभया धन्योऽहम् ॥ न० ॥ ९ ॥
तत्त्वमसि महावाक्ये, लक्षणयाज्ञानं ( २ ) । तद्वत्कल्याण कुसुमे, ( २ )
गृहीतसुघ्राणम् ॥ न० ॥ १० ॥
नाना छिद्र घटोदर, दीप समविकासं (२) । सिंहसदाचार वहजगदादि
विलासम् ॥ न० ॥ ११ ॥

---

१ विचार. २ लेखकना स्व० मातुश्री दीवाली. ३ गुलाबराय.



# ॐ



मातृदेवो भव ।

कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ।

यं मामामुद्दिश्य जनितं जननी मम: ।




जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ।

શ્રી 'સરસ્વતી' છાપખાનું, મુંબઈ.

॥ ॐ तत्सत् ॥

# अर्पण पत्रिका.

ब्रह्मानन्दं परमसुखदं केवलं ज्ञानमूर्तिं
द्वंद्वातीतं गगनसदृशं तत्त्वमस्यादि लक्ष्य
मेकं नित्यं विमलमचलं सर्वधीसाक्षीभूतं
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ॥

હે પરમ હિતૈષિણિ દેવતે, દીપવતિ, જનનિ ભારતભૂમે તારા
અનુપમ નિરતિશય અનેક ઉપકારોનાં સ્મરણપૂર્વક, અખિલ
જગત્‌ના સારરૂપા, પરમ સુખના નિધાનરૂપા, વ્યાવહારીક
તથા પારમાર્થિક ઉત્કૃષ્ટ સૌન્દર્ય અને સમૃદ્ધિનાં અધિષ્ઠા-
નરૂપા, સર્વ વન્દનીય, માનનીય અને અનુકરણીય
ઐશ્વર્ય સિદ્ધાન્તનાં આદર્શરૂપા, સમષ્ટિ દેહદૃષ્ટીએ
ઘટાકાશનાં દૃષ્ટાન્તરૂપા, અતિ મધુરા, બહુ
ગમ્ભીરા, પરમ પવિત્રા અને સુદિવ્યા તારી
મૂર્તિનાં દર્શનથી કૃતકૃત્ય થઇ અલૌકિક
તત્ત્વના, **તારી પ્રસાદી**રૂપ પ્રકાશને,
આરાર્તિરૂપે, તારાજ તેજ:પુંજને
આ અલ્પ નિબન્ધદ્વારા સરિત્
સાગર ન્યાયે સવિનય
સપ્રેમ સમર્પું છું.

इति मंगलम् ॥

भवदीय,

गुलाबराय कल्याणराय हाथी.

# શુદ્ધિપત્ર.



| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૪ | અવેડા | અવાડા |
| ,, | ૭ | તથ | તથા |
| ૩ | ૪ | મળવાનો | મળવાનું |
| ,, | ૨૫ | કરવા | કરવા પ્રસંગ |
| ૨ | ૪ | પુત્રાદ્દિ | પુત્રાદિ |
| ૩ | ,, | પતિગ્રહ | પ્રતિગ્રહ |
| ,, | ૫ | કાન | કાનસંધી |
| ,, | ૨૧ | પ્રદ | પદ |
| ૧૧ | ૨૨ | મળી | મથી |
| ૧૨ | [illegible] | અસારણ | અસાધારણ |
| ૧૪ | ૭ | कुष्ठिता | कुण्ठतता |
| ,, | ૧૦ | જેમાંથી | જેમાં |
| ૨૧ | ૭ | પાડો | પનગ |
| ૨૫ | ૧ | शास्त्राणित्रे | शास्त्राणिते |
| ,, | ૪ | पाह | पाहि |
| ૨૬ | ૧૨ | નિષ્કામ | નિષ્કામ કર્મ |
| ૨૭ | ૧૮ | ઉપનિપ્ | ઉપનિષદ્ |
| ,, | ૧૯ | શેર | શર |
| ૪૪ | ૫ | शुद्धि | सिद्धि |
| ૫૧ | ૧૨ | સગુણા | સગુણ |
| ,, | ૧૬ | પ્રતિમાં | પ્રતિમા |
| ૫૨ | ૧૩ | ધણુ | ગણુ |
| ૫૪ | ૨૩ | जानाग्नि | जानाग्निः |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૬ | ૧૮ | વાણીની | વાણીથી |
| ,, | ૨૧ | તમારે | તમારો |
| ,, | ,, | પૂજ્યો | પૂછ્યો |
| ૬૪ | ૫ | સમષ્ટિક | સમષ્ટિ |
| ૬૬ | ૧૨ | रात्मनि | रात्मन् |
| ૭૨ | ૨ | શાન્તિ | સાન્ત |
| ,, | ૨૪ | નેમાં | તેમાં |
| ૭૪ | ૧૭ | અને | એવાં |
| ૭૮ | ૧૫ | विभागतः | विभागशः |
| ,, | ૨૦ | मोक्षसे | मोक्ष्यसे |
| ૮૧ | ૪ | પ્રવૃત્તના | પ્રવૃત્તિના |
| ૮૪ | ૧૪ | धर्मौद्भव | धर्मोद्भवं |
| ૯૧ | ૯ | માટે | તેવા |
| ,, | ૧૩ | साधु | साधुः |
| ૧૦૨ | ૧૨ | વચ્ચે | વચ્ચે ન |
| ૧૦૮ | ૧૭ | મહાદેવજીની | મહાદેવજીના |
| ૧૦૯ | ૧૯ | માન | માનની |
| ૧૧૦ | ૫ | मृत्वे | मृत्यवे |
| ૧૧૭ | ૨૪ | જતત | જગત્ |
| ૧૧૯ | ૧૮ | ભષ્ટાચાર | ભ્રષ્ટાચાર |
| ૧૨૨ | ૧ | વાહુક | હુકમના વાહ |
| ,, | ૨૨ | प्रसञ्जचेन्द्रिय | प्रसञ्जश्चेन्द्रिय |
| ૧૨૪ | ૧૭ | જેવાં | જેવું |
| | સામાન્ય | મહાન્ | મહા |

वेदान्तार्थ विभासकायगुरवे शान्तायसंन्यासिने

नानावादीनगेन्द्रसंघपवये योगेन्द्रवन्द्यायच ।

मोहध्वान्त दिवाकरायभगवत्पादाभिधांबिभ्रते

तस्मैभाष्यकृतेनमोस्तुसततं पूर्णायबोधात्मने ॥ १ ॥

ॐ तत्सत्.

# ઉપોદ્ઘાત.

**सर्गस्थिति प्रलय हेतुमचिन्त्यशक्तिं ।**
**विश्वेश्वरं विदित विश्व मनन्त मूर्तिम् ।**
**निर्मुक्त बन्धन मपार सुखाम्बुराशिं ।**
**श्रीवल्लभं विमल बोध घनं नमामि ॥**

ઈશ્વરના નિશ્વાસરૂપ, સાક્ષાત્ નારાયણ સ્વરૂપ, અપૌરૂષેય વેદોના મહાવાક્યોગમ્ય બોધનો સાક્ષાત્કાર કરવામાં અશક્ત બુદ્ધિને, નિરૂપમ અલૌકિક તત્ત્વ સંપાદન કરી આપવામાં અસાધારણ સાધન પુરાણો છે. કુવામાં હોય તો અવેડામાં આવે એ ન્યાયે વ્યાસ ભગવાન્ કે જેની વિશાળ બુદ્ધિ વર્ણવવામાં આવે છે, તેણે વેદોના સારરૂપ ઉપનિષદ્‌ના સિદ્ધાંતને સૂત્રરૂપે દર્શાવ્યાં છે, તેણેજ અખિલ વેદોના રહસ્યને ૧૮ પુરાણદ્વારા પ્રગટ કર્યું છે, તથ મહાભારતના ૧૮ પર્વોમાં ૧૮ અધ્યાયની ગીતારૂપ અદ્વૈત અમૃત [illegible]દ્વારા આર્યાવર્તના નિર્મળ અંતઃકરણને ઉત્કૃષ્ટ કોટીએ પહોંચાડવા પરમ હિતકર સાધનો સુલભ કરી સર્વ પ્રાણીઓ ઉપર પરમ ઉપકાર કર્યો છે. કમળો હોય તે પીળું દેખે એ ન્યાયે પોતાની દૃષ્ટિના—બુદ્ધિના દોષને લીધે પુરાણોને પોપલીલા, ગપ્પગોળા માનનારા મનુષ્યરૂપ પશુઓ પરમ દયાને પાત્ર છે. પરમહિતકર્તા પ્રભુ તેમને સદ્‌બુદ્ધિ અર્પે. જમાનો બહિર્પ્રવૃત્તિને મુખ્ય ગણી રાજતંત્રને પણ પરાણે સ્વીકારે છે, પણ ધર્મતત્ત્વ એવું ન ધણીઆતું થયેલું દિસે છે કે મનુષ્યોને અદૃષ્ટ તત્ત્વનો ભયજ નથી. શ્રદ્ધા, આસ્તિકય

અને ધાર્મિક ખરી વૃત્તિ ક્વચિત્ નજરે પડે છે. પારકી થાળીમાં લાડુ મ્હોટો લાગે છે, અને તેથી આભાસને અધિક માની મૂળ વસ્તુને ગુમાવે છે. આર્ય ધર્મનાં એવાં ઉંડાં મૂળ છે કે યથા રાજા તથા પ્રજા એ પાઠ ભણુવામાં તો આવે છે ખરો, પણ જ્યાં ભજવવામાં આવે છે ત્યાં વેશ કળાઈ જાય છે, અને અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ થઈ છાણુના લપટયા વિષ્ટામાં પડતા દેખાય છે. રંગ છે જમાના તને કે જેમ જનો ભણુતા જાય છે તેમ ભાન ભૂલતા જાય છે, અને અલ્પ સુખના હેતુથી, મિથ્યા અભિમાનથી ગધેડે ચડીને પણુ પ્રસિદ્ધ થવા માટે અગર ગમે તે હેતુથી વિશેષ લાભપ્રદ વસ્તુને તજતાં ન શરમાઈ, સ્વચ્છન્દતાથી છૂટનો લાભ લેતાં ફૂલાઇ, સૂર્ય સામે ધૂળ નાંખી, બડાઈ મારતા કેળવણીને ભૂલવણી ગણાવી પોતાની વિચાર મૂઢતા અને અધોગતિ દર્શાવે છે ! આવી વ્યક્તિઓના પોકળનો લાભ લઇ વિદેશીઓ ધર્મભ્રષ્ટ કરવા પ્રયાસ કરવામાં કાચું રાખે શેના ? અનેક પ્રસંગમાં ઉંધા અવળા આક્ષેપો સાંભળતાં ઘણો વખત થયાં સ્વાનુભવને પ્રગટ કરી જનસમાજને યત્કિંચિત્ લાભ થાય તો સારૂ, એવી ભાવના થયા કરતી હતી તેને પરિણામે આ પ્રયાસ આભારી છે. નૂતન પંથીઓ, માર્ગીઓ, સમાજીઓ, મીશનરીઓ આદિ આન્તર અને બહારના મહાશત્રુઓના ત્રાસમાંથી સનાતન ધર્માવલમ્બી પ્રજા મુક્ત રહે માટે, ભારતના સનાતન ધર્મના નેતાઓએ, પુરાણોની મહત્તા, દેવોના સ્વરૂપોનું રહસ્ય, આચારની આવશ્યકતાનું સકારણુ સ્પષ્ટીકરણુ તથા વિચારની શ્રેણી વગેરેની સમજ આપનારા લેખો પ્રસિદ્ધ કરવા જોઇએ, અને અજ્ઞાનિ મનુષ્યોને સ્વધર્મપરાયણુ રહેવામાં અનુકુળતા કરી આપવી જોઈએ. વ્યવહારમાં જેમ ગુપ્ત બાબત અમૂક વ્યક્તિઓને અમૂક પ્રસંગે જ દર્શાવી શકાય છે તેમ પરમાર્થમાં ગુપ્ત

સંકેતો બુદ્ધિની અમૂક હદમાં અમૂક પાત્રને જ પ્રગટ કરી શકાય છે. જેમ વ્યવહારની બાજી અદૃષ્ટને આધીન છે, તેથી મન ધારે પણ પ્રભુ પાર ઉતારે; એ ન્યાયે દેવોના સ્વરૂપોની પ્રતીતિ વિષે સમજવાનું છે. તાત્પર્ય રોટલો મળવાનો છે, ટપાકા ગણવાનો નહિ. એક ચિન્હથી કાર્ય સિદ્ધ થતું હોય તો અનેકમાં કાળક્ષેપ કરવો વૃથા છે, તેમ આ દૈવી સંકેતોનું સમજવાનું છે. જ્યારે આપણે કોઈ કાર્યનો આરમ્ભ કરીએ છીએ ત્યારે અમૂક વસ્તુમાં અમૂક ભાવના કલ્પીએ છીએ. જેમ ભૂમીતિમાં બિન્દુની કલ્પના, સોપારી કે શ્રીફળ, કાષ્ટ કે પાષાણમાં ઈશ્વર ભાવના કરી તેમાં હેતુ, શુદ્ધિ, નિર્વિઘ્નતા, આનન્દ અને મનકામનાની પરિપૂર્ણતા વગેરે હોય છે; તેમ જ અમૂક દેવોને અમૂક વાહનો, અમૂક સાધનો, અમૂક સિદ્ધિઓ વગેરેના સંકેતમાં હેતુ, સર્વ અનર્થની નિવૃત્તિ, અને પરમકલ્યાણની પ્રાપ્તિ છે. કોઇ કહે કે અમોને કેમ સમજાતું નથી, તેનો જવાબ એજ છે કે જે વિધિ બતાવેલ છે તેને યથાર્થ રીતે પાળી પરમાર્થ દૃષ્ટિથી જગતનો વિચાર કરતાં એમ સમજાય છે કે દૃશ્ય કે શ્રાવ્ય સર્વ નામરૂપાત્મક પદાર્થો દૃષ્ટાન્તરૂપ છે. સિદ્ધાન્ત આત્મતત્ત્વ છે. તેવી જ ભાવનાથી કર્મ, ઉપાસના કરવાનો હેતુ છે, અને સર્વને જ્ઞાનમાં સમાવવાનો ઉપદેશ છે; માટે અલ્પ બુદ્ધિ પ્રમાણે કોઇ વ્યક્તિ પોતાનો અનુભવ દર્શાવે તેટલું જ સાંકેતિક બળ છે, એમ માનવા જરૂર નથી. રૂચિ વૈચિત્ર્યને લીધે એકને ગમે તે બધાને ગમે જ એમ માનવાનું પણ નથી; તથા આમ એવો ઓડકાર એ ન્યાયે પણ માંદાને પરાણે કડવી દવા પીવી પડે તેથી કડવાશ ઉદ્ભવે પણ તે મેળવવા તેનો હેતુ નથી હોતો, માટે તે પ્રમાણે કદાચ અધિક કે ન્યૂન આ સમષ્ટિ આત્મક તત્ત્વોનું નિરૂપણ જણાય તો તેમાં ટીકા કરવા અગર એટલા જ કારણ

માટે અભાવ તથા તિરસ્કાર તે સાંકેતિક વસ્તુઓ વિષે પ્રાપ્ત ન થવો જોઇએ. જેમ એક જ વસ્તુને પત્ની, માતા, પુત્રી વગેરે ભાવે મનાય પણ વસ્તુસ્થિતિ નિર્વિકાર છે તેમ આ દેવોનાં સ્વરૂપ સ્વતઃ નિર્વિકાર જ છે; માત્ર મનોબળને પુષ્ટિ મળે અને પરિણામ ઈષ્ટ આવે એવો પ્રયાસ કરવા વૃત્તિને સ્થિર કરવા આલમ્બનની જરૂર હોવાથી અનેકમાં એકને સિદ્ધ કરતાં શિખવાનું છે. આપ્ત પુરૂષો માને છે કે સર્વ સંકલ્પમાંથી ઉત્પન્ન થાય છે. **संकल्पात्प्रभवं सर्वम्**, માટે આ મૂર્તિઓનો સંકલ્પ જ્યારે જ્યાં સ્ફૂરે ત્યારે ત્યાંજ પ્રતીત થાય છે. ઇન્દ્રિયોનો સ્વભાવ શરીર બહાર પ્રવૃત્ત થવાનો છે તેથી મનોવૃત્તિ સ્થિર કરવા માટે બહિરાકૃતિઓનું નિર્માણ છે. એના અધ્યાત્મિક અર્થથી એવા સ્વરૂપનો અન્યથા અભાવ છે, એમ માનવા જરૂર નથી. સામાન્યતઃ સર્વ દેવોના સ્વરૂપમાં સર્વ મનોધર્મો અનુકૂળ તથા પ્રતિકૂળ ભાવને દર્શાવતા અનુભવાય છે. ભય, આશ્ચર્ય અને વિષમતાની પ્રતિકૂળતામાં પ્રેમ, પરિચય અને શાન્તિની અનુકૂળતા ઘટેલી જણાય છે, અને તેનું ધ્યાન કરતાં વૃત્તિ સ્થિર થતાં, વિધિ, નિષેધ, સગુણ, નિર્ગુણ, સુખ, દુઃખ આદિ દ્વન્દ્વોનો ભેદ મટી સ્વપરનો અભેદ સ્થિર થતાં તન્મયતા લીનતાના સાક્ષાત્કાર રૂપફલ સિદ્ધિ પ્રાપ્ત થઈ શકે એવો જ આશય ગ્રહણ કરવાથી ઉત્કૃષ્ટતાની પરાકાષ્ટા સચવાય છે એમ માની, મનાવવા યત્ન કરી હંસ દૃષ્ટિથી સંભાવિત સ્ખલનને સુધારી સારસુધારસ પાન કરવા નમ્ર સપ્રેમ સવિનય વિજ્ઞપ્તિ છે.

મુ. મુંબઈ, સં. ૧૯૭૩ વિજયાદસમી.

વિજ્ઞાપક,
**ગુલાબરાય વિ. કલ્યાણરાય હાથી.**

——:o:——

श्री गजानन.

**अविरल मदधारा धौत कुम्भः शरण्यः**
**फणिवर वृतगात्रः सिद्ध साध्यादिवन्द्यः ।**
**त्रिभुवन जन विघ्न ध्वान्त विध्वंस दक्षः**
**वितरतु गजवक्त्रः संततं मंगलं वः ॥**

**શ્રી ગણેશ મહિમા**–ગણ એટલે સમૂહ અને ઇશ એટલે તેનો નિયંતા તેને ગણેશ કહે છે. સમષ્ટિ આત્મક ભૌતિક પ્રપંચ અપંચિકૃત તથા પંચિકૃત ભૂતોનું કાર્ય છે તેના આન્તરીક નિયં-તાને ગણેશ સંજ્ઞા અપાય છે. પંચભૂતોનો સંધ આ દશ્યમાન જગત્ છે તેના અધિષ્ઠાતા ચૈતન્ય મૂર્તિ આદિ દેવને ગણપતિ વા ગણેશ કહે છે. મહા માંગલિક પરમ કલ્યાણ સ્વરૂપ વસ્તુ કેવલ ચૈતન્ય જ છે માટે સર્વ લૌકિક વા અલૌકિક પ્રવૃત્તિમાં સર્વ વિઘ્ન ઉપશાંતિ માટે પ્રથમ નમન આ દેવને કરવામાં આવે છે. બ્રહ્મા વિષ્ણુ અને મહેશ એ ત્રણ મુખ્ય દેવમૂર્તિઓ મનાય છે, અને ગણેશ મહેશનું અંગ ગણાય છે છતાં એ સર્વ દેવો કરતાં પ્રથમ વન્દનીય ગણાય છે તેનું કારણ પરમ ગહન છે. મહાદેવજી સ્વા-ભિમાનના મદથી પરમ ક્રોધવાન્ થયા અને પુત્રના મસ્તકનો ઉચ્છેદ કર્યો અને ગણપતિએ સ્વમાતાની આજ્ઞાને વિશેષ માન્ય ગણી આત્મભોગ આપ્યો એવી હકીકત પુરાણમાંથી મળી આવે છે. આ બનાવ ઉપરથી શિખવાનું એ છે કે, (૧) જનની પરમ સન્માનનીયા છે (૨) આજ્ઞાપાલનની પ્રતિજ્ઞા પાળતાં વિનાશ થાય તો પણ શ્રેયસ્કર છે (૩) પરિણામે શક્તિનો જ વિજય થાય છે, (૪) સાહસના પરિણામે પશ્ચાતાપ અને અધોગતિ થાય છે. ત્રિપુટી

આત્મક દેવમૂર્તિઓ આધ્યાત્મિક દૃષ્ટિએ સંસારી છે. જ્યારે ગણુપતિ રિદ્ધિસિદ્ધિનો નેતા થઈ કેવળ જ્ઞાનમૂર્તિરૂપ યોગી છે. મહાદેવજી જ્યારે ગર્વ રહિત થયા અને હૃદયમાં કરૂણા વ્યાપી ત્યારે **पुत्रादिच्छेत्पराजयम्।** એ ન્યાયે ગણેશને અલૌકિક સ્વરૂપ અર્પી સર્વ પ્રવૃત્તિમાં આધિક્ય આપ્યું. આધિ ભૌકિતક, આધિદૈવિક અને આધ્યાત્મિક પ્રવૃત્તિમાં સર્વના વિનાયક બનાવ્યા તેથી ગણેશ વિનાયક પણ કહેવાય છે. ગણુપતિની મૂર્તિ વિચારતાં નિરૂપમ તત્વનો પ્રકાશ થાય છે. આ દેવનું મુખ હાથીનું કલ્પેલું છે, કારણ કે હાથીનું અંગ મહા કામથી વ્યાપ્ત હોય છે એથી સ્પર્શસુખ તેનો પરાજય કરાવે છે; પરંતુ હાથીનું મુખ બ્રહ્મવિદ્ રિષ્ઠની સમાધિની સમ ભૂમીકા દર્શાવે છે. હાથી મુખ ધોવામાં નોળીકર્મ જે યોગનું અંગ છે તેને જાણે છે-સમ્યગ્ અવેક્ષણ એટલે સ્વસ્થિતિનું સંરક્ષણ કરવામાં અસાધારણ દીર્ઘદષ્ટિ એ સમ્યગ્ જ્ઞાન સાંખ્ય સૂચક છે-એ પ્રકારે યોગ અને રાજયોગનું ઐક્ય દર્શક આ મુખ મુદ્રા છે. વળી હાથીના કુમ્ભસ્થળમાંથી અવિરલ મદધારા વહે છે તે ઉપરથી બ્રહ્મસ્વરૂપ સંસ્થિતિથી પરમ અમૃતરૂપ જ્ઞપ્તિથી પ્રતીત થતી તૃપ્તિ સૂચવે છે. હાથીની ચક્ષુઓ એવી બનેલી છે કે સ્વાભાવિક રીતે પોતે મ્હોટો છતાં બીજાને પોતાથી મ્હોટા દેખે. આ એનો નિરભિમાન ગુણ દર્શાવે છે. હાથીના કાનમાંથી શ્બર નીકળે છે, તે અન્યના દોષને દૂર કરી પોતે નિર્દોષિ રહી સંકોચ વિકાસની શક્તિવાન્ હોવાથી આત્મતત્વના નિર્લેપત્વ અને અણુત્વ અને મહત્વપદ દર્શક છે. હાથીને બે પ્રકારના દાંત હોય છે, અંદરના દાંત ચાવવાના અને બહારના દાંત કેવળ શોભાના છે. એથી જ્ઞાનિનો વ્યવહાર અન્તર્મુખ વૃત્તિથી ઐક્ય, વૈરાગ્ય અને જ્ઞાન આત્મક તથા બહિર્વૃત્તિમાં સ્વાભાવિક ભેદ, રાગ અને

અજ્ઞાનાત્મક હોય છે એમ દર્શાવે છે. હાથી ખાય થોડું અને ઉરાડે ઘણું એ ઉપરથી સંસારનું ખરૂં સ્વરૂપ સમજનારનું ઔદાર્ય પરમાર્થ અને સંતોષ દર્શાવે છે. ધીરે જોઈ સેંકડો લાલનથી ખાવું શરૂ કરે છે એથી પતિગ્રહ કરવામાં અરૂચિ, નિર્લોભ અને વસ્તુ પરીક્ષાનો બોધ મળે છે. હાથીના કાનમાંથી મોતી પણ નીકળે છે, તેથી કર્ણ ઇન્દ્રિયનો વિષય શ્રવણ છે, માટે શ્રવણ એવું કરવું કે જેથી મૌક્તિક ફળ મળે. મોતી હંસનો ચારો છે તેથી આહાર શુદ્ધિથી સત્વશુદ્ધિ અને તેથી જ્ઞાન પ્રાપ્તિ મળે અને સાર અસાર જાણવાની હંસદષ્ટિ પ્રાપ્ત થાય અમર પરમહંસપદ સિદ્ધ થાય તેવું શ્રવણ ઇન્દ્રિયદ્વારા જ્ઞાનામૃત ભોજનનો સ્વીકાર સૂચવે છે. ગણેશના ગાત્રનો વિચાર કરતાં તેમને શરીરે સર્પના વિષમય આભૂષણો છે તેથી ગજાનનનું કેવળ આનનજ ધ્યેય રૂપ છે. પોતે નિર્ભયાત્મક છે અને મહાન હાલાહળ પણ તેમને અસર કરી શકતું નથી એવા નિર્મળ છે. વળી સુખડ જેમ શીતળતા, સુગંધ અને કટુતાથી યુક્ત છે છતાં શીતળતા અને સુવાસ પ્રસારે છે, એવા ગુણી તત્વને સર્પો પ્રસન્ન કરે છે અને પોતાનું વિશ્રામસ્થાન માને છે તેમ શ્રી ગણેશના અવયવો મહા શીતળતા અને પરોપકારતાથી સુકીર્તિરૂપી સુવાસ અર્પનાર હોય એમ સૂચવે છે. શ્રી ગણેશને સિન્દુર લગાડવામાં આવે છે તેનું કારણ એવું છે કે રાગની સ્નિગ્ધતા અને શાન્તિ દર્શનથી રજોગુણ પ્રવૃત્તિમાં સત્વગુણનું પ્રધાનપણું સર્વથા સિદ્ધિપ્રદ આપે છે એમ દર્શાવે છે.

ગણેશ ત્રિશૂલ ધરે છે તેનું કારણ શ્રી મહાદેવજીના સ્વરૂપમિમાંસામાં બતાવ્યું છે તે પ્રમાણે પોતે પૈતૃક વારસો મેળવેલ છે એમ પણ મનાય છે. ઉપરાંત ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળના

ત્રિવિધ તાપથી ઉદ્દભૂત થતા સર્વ અનર્થને નિવારનારૂં અસાધારણ સાધન છે. ત્રણે અવસ્થાના તથા શરીરના શુદ્ધ આદિ અહંકારને એકરૂપે દર્શાવે છે. ગણેશનું વાહન ઉંદર કલ્પેલો છે-જેને મૂષક પણ કહે છે-હાથીના મુખના ગુરૂત્વને ઉચકનાર શરીરની સ્થૂલતાનો ભાર મુષક જેટલું પ્રાણી વહન કરનાર આ આશ્ચર્યજનક કલ્પના સર્વને દિંગ્મૂઢ બનાવી દે એમાં સંશય નથી અને તેથી વિદેશીઓ કેવળ કુતર્કવાદથી આર્ય મુનિઓને કાલક્ષેપ કરવા ગપ્પા મારનાર, લોકોને વહેમમાં ભોળવનાર અક્કલ હીન, મૂર્ખા કહી પુરાણને ગપ્પગોળા શાસ્ત્ર કહે છે એ સ્વાભાવિક છે; કારણ બગલમાં નિત્ય પોથી ફેરવનારા, પોથી ઉપર જીવિકા ચલાવનારા અને સર્વ પ્રસંગમાં શ્રી ગણેશનું સ્મરણ કરાવનારા આ ગૂઢસ્થિતિનો ગંધ પણ પ્રસારી ન શકે તો મહા પાતકી ભૂમિમાં પાતકરૂપ પ્રગટ થયેલી મલીનતાની મૂર્તિઓ સેંકડો જન્મોમાં પણ ક્યાંથી સમજી શકે? ઉંદર વિશેષે કરીને રાત્રિમાં ઉપદ્રવ કરનાર છે. કવિ દલપતરામ ડાહ્યાભાઈ કહે છે કેઃ—

"વધ્યા ઉંદર હારોહાર, પકડયા પણ નહિ આવ્યો પાર.
રાતે તો માંડે રંજાડ, ગડબડ જાણે આવી ધાડ.
ખાસાં કપડાં કરડી ખાય, દીવાની દીવટ લઈ જાય.
એનો એકે નહિ ઉપાય, મીની મળે તો મહાસુખ થાય."

રાત્રિ એટલે અંધકાર અજ્ઞાનને વિષે એનું કાર્ય આરંભાય છે; એટલે જ્યાં અજ્ઞાન હોય છે ત્યાં તે પોતાની સત્તા વિશેષ વર્તાવે છે. આ અખિલ જગત્ અજ્ઞાનમાંથીજ ઉત્પન્ન થયેલું છે- **अज्ञानात् प्रभवं सर्वं ज्ञानेन प्रविलीयते।** આવા અજ્ઞાનાત્મક જગતનો સત્ય અસત્ય શોધવાનો વિચાર તેનેજ ઉંદરરૂપ માનવો

જોઈએ; કારણ શરીરરૂપી કપડાં છે તેને વિષે આત્મબુદ્ધિ છે તે વિચારદ્વારા મટે છે અને આત્મા શરીરથી પ્રથગ્ છે એમ નિર્ણય કરાવે છે. જગત્માં જાગૃતિ અવસ્થાનું મૂળ કારણ વાસના છે. જ્યાં સુધી વાસના હોય છે ત્યાં સુધી જીવન ટકે છે, તે વાસના જીવનરૂપી દીવાની દીવટ છે તેને વિચાર લઈ જાય છે અને જન્મ મરણરૂપી સંસારના જીવનને અટકાવી મુક્તિરૂપી અમર જીવન અર્પી, કલ્પિત કૃત્રિમ દીવારૂપ જીવનને મૂળ પ્રકૃતિ અંધકારાત્મક સ્થિતિએ પહોંચાડે છે; માટે ઉપર દર્શાવ્યા પ્રમાણે સાંખ્યયોગનું ઐકય, પરા તૃપ્તિનો શાન્તિરસ, નિરભિમાનત્વ, જ્ઞાનદષ્ટિ, નિર્લોભ, ઔદાર્ય, નિર્લેપપણાનું સ્થાન મસ્તક ને તેને વિષે વ્યાપક મહાન્ ગાંભીર્ય તેનું મૂળ વહન વિચારની ઉત્તમ શ્રેણી છે. જ્યારે ઉંદર મરે છે ત્યારે હવા બગડે છે, પ્લેગઆદિ રોગો ઉત્પન્ન થાય છે અને મૃત્યુનો મહા ત્રાસ વ્યાપે છે, તેમ જ્યાં વિચાર નષ્ટ થાય છે ત્યાં બુદ્ધિ બગડે છે, મહાન્ અનર્થ પ્રાપ્ત થાય છે અને ચોરાશી લક્ષ યોનિઓમાં અવતાર ગ્રહણ કરવા પડે છે. આ ઉંદરનો શત્રુ માંજાર એટલે મીન્દડો છે એ દષ્ટાન્ત એમ દેખાડે છે કે, વિષય રૂપ મિન્દડો જ્યારે વિચારરૂપ ઉન્દરને ધરે છે ત્યારે વિચાર નષ્ટ જ થાય છે. આ ઉપરથી શ્રી ગણેશનું વાહન ઉન્દર કલ્પવામાં આવ્યું છે તે સ્થાને છે. જ્યારે પ્રતિમાનું દર્શન કરીએ છીએ ત્યારે તેમાં દેવના ગુણોની ભાવનાનું ધ્યાન ધરીએ છીએ અને નહિ કે જે વસ્તુની તે બનેલી હોય અગર જેણે બનાવી હોય અગર વસ્ત્રાલંકાર ધારણ કર્યા હોય તેની! વળી ગજાનનને ત્રિભુવનજન વિઘ્નધ્વાંત વિધ્વંસદક્ષઃ એવી સંજ્ઞા આપેલી છે એટલે ત્રણે લોકના વિઘ્નરૂપી અંધકારને નાશ કરવામાં કુશળ છે. અજ્ઞાન સમાન કોઈ શત્રુ નથી. માત્ર કાર્યમાં અવિવેકથી આરમ્ભ થાય તો પરિણામ

અનિષ્ટ આવે માટે વિવેકથી વહન થતી મહાન્ પવિત્ર, સત્યાદિ સદ્‌ગુણુયુક્ત વ્યક્તિનું ધ્યાન કરવામાં આવે છે.

શ્રી ગણેશનું વ્રત ચતુર્થીને દિવસે કરવામાં આવે છે. તે પણ તુરીય અવસ્થા એટલે જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ એ ત્રણ દશા અજ્ઞાનની છોડી ત્રણે અવસ્થાથી જુદી સાક્ષીત્વની અવસ્થા એટલે તુરીય દશા શ્રી ગણેશના ઉત્સવરૂપ ગણવામાં કારણ છે. માટે વાંચકવૃંદે જ્યાં સુધી શુદ્ધ સનાતન મર્યાદાથી ગુરૂશાસ્ત્રના સેવનથી પરિપકવ બુદ્ધિ ન થાય ત્યાં સુધી આર્ય તત્ત્વના અધિષ્ઠાતા દેવતાઓ વિષે સંપૂર્ણ શ્રદ્ધા રાખવી, અને જ્યારે તેની અદૃષ્ટ અસર મૂળ સ્થિતિને દર્શાવે ત્યારે તેમાં રહેલું મૂળ તત્ત્વ મહાન્ સુખ પ્રગટ કરે એમાં સંદેહ નથી. શ્રી ગણેશને લંબોદર કહે છે એનું કારણ ઉપરના ગુણોના દિગ્‌દર્શનથી સમજાય છે. જે મહાન વ્યક્તિ હોય છે તેને જાણવામાં પણ મોટા પેટવાળા કહેવાય છે; એટલે માનાપમાન, રાગદ્વેષ, ગુણદોષ વિગેરે ઈષ્ટાનિષ્ટ દશાઓને પોતામાં સમાવી શકે છે. વળી પેટનું કાર્ય પોષક પદાર્થનો સંગ્રહ કરી તેને પરિપકવ કરી તેને યોગ્ય સ્થિતિએ પહોંચાડી પુષ્ટિ અને તુષ્ટિ અર્પવાનું છે. તેવી જ રીતે શ્રી ગણેશ પણ પ્રવૃત્તિ અને નિવૃત્તિ શોભાવનાર સર્વ ગુણોનો સંગ્રહ કરી તેને પરમ કોટી અર્પી સ્વ-ભકતોના હૃદયમાં તે ભાવનાઓ જમાવી પરમકલ્યાણ કરનાર છે.

શ્રી ગજાનનને એક દંતની ઉપમા આપી છે. તેનું કારણ પરશુરામે એક દાંત કાપી નાખવાનું કહેવાય છે. પરશુરામ ક્ષાત્ર તેજ રજોગુણનો નાશ કરવા અવતરેલા તેણે શ્રી ગણેશના દ્વીગુણીત દાંતમાંથી રજોગુણાત્મક પ્રવૃત્તિમય દાન્તની શક્તિને નિવારી તેથી એક દંત સ્વસ્થરૂપે રહેનાર મનાય છે.

હાથીની મુખાકૃતિથી તેના દાન્ત તો બે પ્રકારના છે. છતાં આવી સંજ્ઞા આપવાનો હેતુ તેની પ્રતીતિનું અમોઘ ફળ દર્શાવે છે એટલે પ્રાણીમાત્રને દુધીઆ અને છાશીઆ દાંત આવે છે તેમ નથી હોતું. હાથીના દાંત બહાર આવ્યા પછી બદલે નહિ, તેમ એક અખંડ સ્વરૂપ દર્શાવવા આ સંજ્ઞા અપાયેલી જણાય છે. શ્રી ગણેશને સદાશિવના પુત્ર માને છે તેનો સંકેત એવો છે કે શિષ્ય જેમ બુન્દથી અને નાદથી થાય છે તેમ પરમ શિવના બોધરૂપ નાદને જ પુત્રની કલ્પના કરવામાં આવી છે તે નીચેના શ્લોકથી સમજાય છે.

द्वौ क्रमो चित्तनाशस्य योगो ज्ञानं च राघव ।
प्रकारौ द्वौ ततो देवो जगाद परमः शिवः ॥

એ શ્લોકથી સાંખ્ય અને યોગની એકતાદર્શક શ્રી ગજાનન મૂર્તિની પ્રતીતિ માનવી યોગ્ય છે. इतिशम् ॥

——:०:——

## ॥ श्री शारदाम्बा विजयते ॥

या कुन्देन्दु तुषार हारधवला, या शुभ्र वस्त्रावृता
या वीणावर दण्ड मण्डित करा या श्वेत पद्मासना ॥
या ब्रह्माच्युत शंकर प्रभृतिभिर्देवैः सदा वान्दिता ।
सामां पातु सरस्वती भगवती निःशेष जाड्यापहा ॥

ભગવતી સરસ્વતી કે જે ડોલરના ફુલ જેવી, ચંદ્ર જેવી, હિમ જેવી તથા મોતીના હાર જેવી શ્વેત કાંતિવાળાં છે, સફેદ વસ્ત્રોવાળાં છે, વીણા, વર અને દંડથી શોભિત હસ્તોવાળાં સફેદ કમળ ઉપર બીરાજનારાં છે, ને જેને બ્રહ્મા, વિષ્ણુ અને શંકર

સર્વદા નમે છે એવાં છે, અને સઘળી જડતાને ટાળનારાં છે, તે સરસ્વતી મારૂં રક્ષણ કરો. **तमोगुण विनाशिनी; सारस्वतं किमपि कामदुग्धं रहस्यं** ॥ ઈત્યાદિ ૫દ વિશિષ્ટપર દેવતાનું રહસ્ય.

શ્રી ગણેશના ધ્યાન પછી શ્રી શારદામ્બાનું ધ્યાન ધરવામાં આવે છે. શ્રી ગણેશ પરમ પુરૂષાત્મક તત્વ છે તેની મહાશક્તિ પરમ પ્રકૃતિ સ્વરૂપ પરાવિદ્યાનેજ શ્રી સરસ્વતીની સંજ્ઞા અર્પેલી છે. સૃષ્ટિની ઉત્પતિમાં **सएेक्षत** એ ઈક્ષણુ સ્વરૂપ આદ્ય પ્રકાશ જેથી બ્રહ્મા સૃષ્ટિકર્તા કહેવાય છે તેજ તેજોમયી પવિત્ર શાંત નિર્મળ મૂર્તિ બ્રહ્માની પત્ની સ્વરૂપ આ દેવીને માનવામાં આવે છે. આ શક્તિનું સ્વરૂપ ઉપર દર્શાવ્યું છે તે પ્રમાણે વિચારતાં ડોલરના ફુલથી ઘ્રાણની, ચંદ્રથી ચક્ષુની, હિમથી રસનાની અને મોતીના હારથી ત્વચાની પ્રસન્નતા આત્મક સાહિત્યરૂપ શ્વેતતા અને શુદ્ધિ, અને વીણાથી સંગીતરૂપ શ્રવણ આનન્દ સૂચવે છે. બીજા હાથમાં મનકામના પૂર્ણ કરનાર આશીર્વાદરૂપ વર અને દંડ, વાગ્દંડ, દેહદંડ અને મનોદંડાત્મક મહાન્ પાપ નિગ્રહ સ્વરૂપ સૂચક સાધનો છે. આ દેવીનું વાહન મયૂર છે. વૈચિત્ર્યાત્મક તત્વને વિવિધ રંગાત્મક દર્શાવવા, પૃથ્વી અને આકાશ વિષે ગતિ સુચવવા, અલૌકિક ઉત્પત્તિથી સર્વ પ્રાણીઓથી અધિકરૂપ અનુભવાવવા, કલાવૃદ્ધિથી પ્રસન્નતાથી મનોહર સૌંદર્યનું આધિકય પ્રસારવા, વર્ષાૠતુ જેમ સર્વને શુભપ્રદ શાંતીસૂચક છે તેમ મોરની પ્રસન્નતા શુભ સ્વરૂપ કલારૂપ વિદ્યાવૃષ્ટિ કરનાર હોવાથી આ વાહન કલ્પવામાં આવ્યું છે. વિચારાત્મક પરમપુરૂષનું ધ્યાન આ સૂક્ષ્મતમ પરમ વૈચિત્ર્યવાળી શક્તિનું સ્મરણ સહજ ઉપજાવે છે તથા સૃષ્ટિકર્તાના સ્ફૂરણને ઉપજાવે છે, માટે બ્રહ્મા પહેલાં તેનું ધ્યાન કરવામાં આવે છે. સર્વેના અન્તરના

વિચારને બહાર દર્શાવવાનું સાધન પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરીરૂપ ચાર પ્રકારની વાણી છે, તેથી વિચારના નિયંતા શ્રી ગણેશના ધ્યાન પછીજ આ શબ્દ બ્રહ્મમયી વાણી દેવીને નમસ્કાર કરવામાં આવે છે. મસ્તકમાં રહેલા ચિન્તવન સ્થાનના અધિષ્ઠાતા શ્રી ગણેશ છે, અને મુખમાં રહેલી રસનાની અધિષ્ઠાત્રી આ શક્તિ છે માટે **वृणीतेहि विमृश्यकारिणं गुणलुब्धाः स्वयमेवसंपदः** એ ન્યાય સિદ્ધ કરનારી આ મંગળ મૂર્તિ છે; તેને શ્વેત પદ્માસના એ નામ આપવાનો હેતુ એ છે કે ત્રિગુણાત્મક ભૂત, ભૌતિક પ્રપંચ વિવિધ રૂપે ઉદ્ભવે છે, અને તેમાં આશક્તિ અનુસ્યૂત છે, છતાં સ્વકીય શુદ્ધિ તથા નિર્લેપત્વમાંજ સુસ્થિત રહે છે. આ દેવીને હાથમાં સ્ફટીકની માળા હોય છે તથા પુસ્તકધારિણી પણ કહેવાય છે તે એમ સૂચવે છે કે પદાર્થરૂપમણિકા જુદા જુદા હોય છે પરમ સૂત્રરૂપ આત્મા એકજ આત્માની ચેતનતાને લીધેજ પદાર્થ ચૈતન્યવાળા દેખાય છે. એવું અભેદ જ્ઞાન વેદમાંથી પ્રાપ્ત થાય છે, માટે વેદનો અભ્યાસ નિત્ય કરવો એજ આશય **वेदो नित्य मधीयताम्**—થી દર્શાવેલ છે. માટેજ આ દેવી મહેતાજી એટલે ગુરૂ—આચાર્યની ઘોડી છે. પરા, પશ્યન્તી અને મધ્યમાના ત્રણ પગે ખોડી છે અને વૈખરીરૂપે વ્યવહરે છે. એ પ્રમાણે રાગમાં વિરાગરૂપ સાહિત્ય, સંગિત અને કલાની અધિષ્ઠાત્રી આદ્યશક્તિ સત્વપ્રકૃતિ, પરાવિદ્યા, સર્વ દેવો, ઋષિઓ અને મનુષ્યોને સર્વદા ઇચ્છિત ભોગ આપનાર હોવાથી સદા વન્દન, સ્મરણ અને સેવન યોગ્યાજ છે. ઇતિ શુભમ્ ॥

——:૦:——

## ॐ બ્રહ્મા.

तं वन्दे पद्मसद्मानमुपवीतच्छटाछलात् ।
गङ्गा स्रोतस्त्रयेणैव यः सदैव निषेव्यते ॥

જગતની ઉત્પત્તિનું અસાધારણ કારણ બ્રહ્મા છે. સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોની સમાન અવસ્થાને પ્રકૃતિ કહે છે અને તેનું જગત્ બનેલું છે. ચૈતન્ય વિના કોઈપણ ક્રિયા પ્રકૃતિ કરી શક્તિ નથી માટે જડ છે. જેમ વ્યષ્ટિમાં ઉપસ્થ ઇન્દ્રિયનો દેવતા બ્રહ્મા છે તેમ સમષ્ટિમાં જનક દેવ બ્રહ્મા છે. બ્રહ્મા સત્વ ગુણના અધિષ્ઠાતા પોતે રજોગુણ સ્વરૂપ છે માટે સરસ્વતીના પતિ થઈ પ્રવૃત્તિમય છે. બ્રહ્માને ચાર મુખ છે તે પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી એ ચાર વાણીસૂચક છે અને ચાર વેદરૂપ નિશ્વાસાત્મક છે. બ્રહ્માનું વાહન હંસ છે તેથી સારઅસારની સંપૂર્ણ સમજદ્વારા બ્રહ્માનિ પ્રવૃત્તિ છે અને सोऽहम्, अहंसः એ અન્તરવૃત્તિની ભાવના હોવાથી કર્તા છતાં અકર્તા રહી કર્મફળમાં લેપાતા નથી. નાભી સ્થાની સમાન વાયુ અન્નના રસને રૂધિર બનાવી શરીરના સર્વ અંગોમાં શક્તિ પ્રસારિ વૃદ્ધિ કરે છે તેમ બ્રહ્માણ્ડાન્તરગત નાભીસ્થાન બ્રહ્મલોક છે. પંચભૂતોનો વિચાર કરતાં હલન ચલન કર્મ કેવળ વાયુનું છે. શબ્દ અને સ્પર્શ શીવાય બીજા વિષયોનો તેમાં અભાવ છે. વળી પ્રાણથી જ જીવન મનાય છે માટે અપંચીકૃત વાયુલોક તેજ બ્રહ્મલોક છે. વિષ્ણુની નાભીકમળમાંથી બ્રહ્માની પ્રતીતિ છે તેનું કારણ પણ વિયતતત્ત્વ અધિષ્ઠાતા વ્યાપક મૂર્તિ વિષ્ણુ છે તેમાંથી ઉત્પત્તિ સંભવે છે. आकाशाद्वायुः એ શ્રુતિ પ્રમાણ છે. પ્રવૃત્તિમાં નિવૃત્તિનું દર્શન કરાવનાર આ મૂર્તિ છે માટે વસ્તુતત્ત્વના બોધાત્મક સંકલ્પોનું અધિકરણ શ્રી

બ્રહ્માજી ગુરૂરૂપ છે. ત્રિકાણ્ડાત્મક વેદના કર્મકાણ્ડરૂપ બ્રહ્મા છે, તેથી જૈમિની, મંડનમીશ્ર આદિ બ્રહ્માનાજ અવતાર મનાય છે. યજ્ઞ, શ્રાદ્ધ આદિ ક્રિયાઓ સૃષ્ટિને સહાયક હોવાથી બ્રહ્માનાજ અંગો છે. કર્મથી ભોગનાં સાધનો પ્રાપ્ત થાય છે. કર્મ કરવામાં અતિ સ્ફૂરતિની જરૂર છે, માટે વાયુતત્ત્વને સારી રીતે સંભાળવું પડે છે. તેથી વાયુ લોક કર્મકાણ્ડાત્મક છે, અને બ્રહ્મા કર્મના વિધાતા છે; તેથી પણ સિદ્ધ થાય છે કે વાયુ લોક તેજ બ્રહ્મલોક છે. કર્મકાણ્ડ વેદમાં પ્રથમ છે માટે બ્રહ્મા આદિ દેવ છે. બાલક અવસ્થામાં કર્મ થાય છે પણ બુદ્ધિ નિષ્પાપ હોય છે, તેવીજ સ્થિતિ બ્રહ્માની છે. છઠ્ઠીના લેખ પીપળાના પાનમાં લખાય છે, તેનું કારણ એ છે કે ષડ્વિકારાત્મક આ જગત્ છે, અને તે પ્રાણીઓની વાસનાથી નિર્માયેલું છે. પીપળામાં એવા ગુણો છે કે તેનો આશ્રય ( ભૂતને પીપળો મળી રહે ) એ ન્યાયે વાસનાત્મક ભૂત પ્રેતો લે છે, તેથી નવીન જન્મનારા પ્રાણીની વાસનાનું વિધાન પીપળાના પાનથી થાય છે, અને તેથી બ્રહ્માનું સાધન પીપળો છે, આ સર્વ વ્યવહારમાં સમ્યગ્ જ્ઞાન, નીતિ, નિર્લેપતા અને તત્પરતા સરસ્વતીની સહાયતાથી બ્રહ્માજીને પ્રાપ્ત છે. માટેજ પરમપૂજ્ય તત્ત્વ બ્રહ્મા છે તે સર્વનું શુભ કરો.

પરા, પશ્યન્તી અને મધ્યમા વાણીઓદ્વારા આન્તરીય સંકલ્પનો પ્રકાશ કરનારી તેજોમયી સાવિત્રીરૂપા શક્તિ બ્રહ્માની પત્ની છે. એનાથી ઉચ્ચારરૂપા શબ્દ બ્રહ્મ મળી વૈખરી વાણી ઉત્પન્ન થાય છે; માટે વૈખરી બ્રહ્માની પુત્રી છે. સર્વ સ્ફુરણોની અધિષ્ઠાત્રી પરા શક્તિ બ્રહ્મ વિદ્યા છે. તેના અંશરૂપ બ્રહ્મા આદિ દેવ છે માટે જાડ્યાપહા અજ્ઞાન હરનારી પરાદેવી સર્વને પરમ વન્દનીય છે.

——:o:——

## ॐ विष्णु.

शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशं
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभांगम्
लक्ष्मीकान्तं कमलनयनं योगिभिर्ध्यानगम्यं
वन्दे विष्णुं भवभयहरं सर्व लोकैकनाथम् ॥

શીતોષ્ણ સુખ દુઃખ આદિ દ્વંદ્વીભૂત જગત્માં દૃશ્ય તથા શ્રાવ્ય પદાર્થોના સુખપ્રદ ભોગોને આપનારૂં અસારણ તત્વ શ્રી વિષ્ણુ છે. સર્વ દેવોની ભાવનામાં કેન્દ્રસ્થાન વિષ્ણુ ભગવાનનું છે. શાન્તાકાર, શેષશયન, નાભીકમલ, સુરેશત્વ આદિ લક્ષણોથી સ્તુત્ય સર્વ લોકના એકનાથ પ્રભુ છે; જેના દર્શનથીજ સર્વ પ્રાણીઓ કૃતકૃત્ય થાય છે, તેનો સાંકેતિક અર્થ મહા ગૂઢ અને સૂક્ષ્મતમ બુદ્ધિથી અલ્પાંશે સમજી શકાય તેવો છે. શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારી, ગરૂડ વાહનવાલા, વૈકુણ્ઠપતિ, શ્રી લક્ષ્મીકાન્ત, લેખક તથા વાંચકની સદ્બુદ્ધિમાં દિવ્ય દૃષ્ટિ કરાવી, સ્વસ્વરૂપનું યથાર્થ દર્શન કરાવે એવી પ્રાર્થનાથી આ વિચારનો આરમ્ભ છે. પ્રકૃતિઆત્મક રજોગુણના અધિષ્ઠાતા તમોગુણ સ્વરૂપ શ્રી વિષ્ણુ હોવાથી તેમનો વર્ણ શ્યામ છે, શેષશાયી છે, રજોગુણાત્મક મહામોહિની શ્રી લક્ષ્મીજીની વિશાળ પ્રવૃત્તિ શામક છે, વિષયરૂપી વિષના મહા શત્રુ વિષયભોગ વર્જિત અમૃત સ્વરૂપ ગરૂડજીના વાહનવાળા છે અને શાન્ત સ્વરૂપ છે. વળી સાધુના પરિત્રાણ અને દુષ્કૃતિના વિનાશ માટે જ્યારે ધર્મની ગ્લાની થાય ત્યારે ધર્મ સ્થાપવા માટેજ જેની પ્રવૃત્તિ વિશેષ છે તેથી સ્વતઃ પ્રવૃત્તિ રહીત પરાતૃપ્તિ નિદ્રામગ્ન રહે છે. પંચભૂતના અપંચીકૃત વ્યાપક વિયત્ જે સર્વથી

શેષ (બાકી) રહે છે તે નિર્વિકાર છે, ઇતર ભૂતોનું કારણ છે અને પરમાત્માના દૃષ્ટાન્તરૂપ બને છે; તેવું આકાશ એજ વૈકુંઠ લોક છે અને તેના અધિપતિ વ્યાપક સ્વરૂપ વિષ્ણુરૂપે ઓળખાવે છે. સર્વ પદાર્થમાં આકાશ છે એથીજ સર્વ જગત્ વિષ્ણુમય કહેવાય છે. આખી પૃથ્વીનો ભાર ધારણ કરનાર શેષરૂપ આકાશશાયી ભગવાન્ છે એટલે કે પૃથ્વીથી જળ, જળથી અગ્નિ, અગ્નિથી વાયુ અને વાયુથી પરઆકાશ છે, સર્વના આધારરૂપ છે અને બીજા તત્વનો નિશ્ચય કરતાં છેવટ આકાશ રહે છે તેનાથી પરચૈતન્ય મૂર્તિ દેવ વિષ્ણુ ભગવાન્ છે. કોઈને શંકા થાય કે શેષ સર્પ છે અને હજાર ફણોવાળો છે તેના ઉપર ભગવાન પોઢે છે તો આવી આકાશની કલ્પના કેમ થઈ શકે? આવી શંકાનો ઉત્તર એવો છે કે એજ માન્યતાથી સંકેત સમજવાનો છે કે સંસારના માત્રપદાર્થો પરિણામે વિષરૂપજ છે. આકાશમાંથી અનંત પદાર્થો ઉત્પન્ન થાય છે, માટે શૂન્યરૂપ વિયત્ વિષ મૂર્તિજ છે. સર્પ જેમ વાયુનું ભક્ષણ કરે છે, તેમ વિયત્ પણ વાયુતત્ત્વને ગળે છે અને તે માટેજ વિયત્ અધિષ્ઠાતા ચૈતન્ય દેવજ શેષશાયી ભગવાન છે. કોઈ કહેશે કે આકાશને ઝેર કહો તો આપણે આકાશમાં મરતા કેમ નથી? તેનો ખુલાસો એજ છે કે ઝેરની બનેલી ચીજને ઝેર જેમ વિષમ અસર નથી કરતી તેમ આપણાં શરીરો આકાશમય છે માટે વિપરીત અસર થતી નથી. વિષમાંથી અમૃત સ્વરૂપ શોધવું એજ વિષ્ણુ દર્શન છે. કીડીથી બ્રહ્મા પર્યંત સર્વ પદાર્થમાં વિરાગ પ્રાપ્ત થાય ત્યારેજ વિષ્ણુભક્તિની પરિપકવતા થાય અને વિરાગ વૃત્તિને પ્રેમ લક્ષણા ભક્તિથી ઉત્કૃષ્ટ પદ પામવાની ઉત્સુકતામાં લીન કરી અનન્ય ભાવ ઉત્પન્ન કરવા માટે વિષ્ણુના પરમ પદને પ્રાપ્ત થવાની ઈચ્છા થાય છે. તેવી ભાવના સૂચવવા સર્પ જે ભય અને વિષમૂર્તિ છે તેનાથી ઈતર

અધિક તત્ત્વ નિર્ભય અને અમૃત સ્વરૂપ વિષ્ણુ છે એમ ભાવના કરાવે છે. અવ્યક્ત એટલે અવિદ્યા છે. તેનું કાર્ય આકાશ છે અને તેમાંથી સર્વ ભોગ આપનારા પદાર્થોની ઉત્પત્તિ છે. જેમ બ્રહ્મા ઉત્પત્તિને ધારણ કરે છે માટે બ્રહ્મા કહેવાય છે તેમ સર્વ સૃષ્ટ પદાર્થોને શૂન્યરૂપે સદા વ્યાપનશીલ રાખનાર વિયત્ તત્ત્વ હોવાથી વ્યાપક સ્વરૂપ વિષ્ણુ તેનો રક્ષક કહેવાય છે. **विगता कुण्ठितां यस्मात्** એટલે જેમાંથી ઉંચ નીચ ભાવના દૂર છે, અને બધું સમાનરૂપ રહે છે તેને વૈકુંઠ કહે છે. એવું સમભાવાત્મક વસ્તુ આકાશજ છે. તેમ જેમાં બ્રહ્મલોક વ્યાપે છે તે પણ આકાશજ છે. આકાશને વિયત્ કહે છે. વિયત્ એટલે જેમાંથી સર્વ યત્નોનો એટલે ક્રિયાનો અભાવ છે એવું તત્ત્વ આકાશજ છે. માટે પણ વૈકુણ્ઠ લોક કે જ્યાં સમબુદ્ધિ છે, સુખ છે અને ભોગના સાધન રૂપ ક્રિયાનો અભાવ છે તે સમષ્ટિ આત્મક આકાશજ છે. હૃદયાકાશ સ્થાન વિષ્ણુનું છે. **ईश्वरः सर्व भूतानां हृद्देशेऽर्जुन तिष्ठति**–જીવનને ટકાવી રાખવામાં અસાધારણ કારણ હૃદય છે અને તેથીજ વિષ્ણુ રક્ષા કરનાર દેવતા છે અને જગતના જીવનની સ્થિતિનો આધાર છે. વિષ્ણુ પીળાં પીતામ્બર ધરે છે એટલે ભોગ યોગ મિશ્રીત રજોગુણાત્મક પ્રકાશ મૂર્તિ શ્રીલક્ષ્મીના ધારક છે. પરમાર્થમાં પંચીકરણ વિવેક અને પ્રપંચમાં દ્રવ્ય દેવતા છે માટે દ્રવ્ય શકિત સાંસારિક ભોગોની રક્ષા કરનાર હોવાથી લક્ષ્મીજી શ્રીવિષ્ણુની અનન્ય શકિતરૂપ પત્ની છે. જ્યાં સદાચાર, સંપ, શુદ્ધિ અને સર્વનું સન્માન હોય છે ત્યાંજ લક્ષ્મી વાસો કરે છે. કોઈને શંકા થાય કે सीदन्ति सन्तः विलसन्त्यसन्तः માટે લક્ષ્મીવાન્ વ્યકિતઓ તો મહા અનર્થની મૂર્તિઓ દિસે છે. ધર્મનો અંશ પણ તેમને હોતો નથી. અભિમાન, મમત્વ, પરપીડન, અને

સ્વાર્થ શિવાય ભાગ્યેજ સદાચરણ ધનવાનના સંસારમાં હોય છે. તેનો ખુલાસો એ છે કે પૂર્વ જન્મમાં અતિ તપથી અને ધર્મની વૃદ્ધિથી આ ભવમાં ઈશ્વર તત્વને પામવા અનુકૂળતા પ્રાપ્ત થઈ છતાં મોહાન્ધ થાય છે અને તેથી વારંવાર જન્મ મરણના ચક્રમાં ઝંપલાય છે એમાં લક્ષ્મીનો દોષ નથી.

અપાર સાગરના પુત્રી અને અપાર તત્વ વિષ્ણુને આધીન છે માટેજ વિષય ભોગના ગ્રાહકોને આ દેવી પરા દેવતા છે. વળી મહા સતી શ્રી લક્ષ્મીજી પતિની સદા સેવામાંજ મગ્ન રહેતાં જણાય છે અને પોતાના વૈભવથીજ વૈકુંઠની શોભા છતાં પોતે દાસીત્વ દર્શાવી સર્વ ગ્રહસ્થોને અનુપમ દાખલો આપે છે. તુલસીવૃક્ષ પ્રાણીના જીવનને વિશેષ સ્ફૂર્તિ આપે એવું નિરોગ દર્શક હોવાથી ભોગના ભાવને વૃદ્ધિ કરનાર તુલસીપત્ર શ્રીભગવાનને ચડે છે. તુલસીનાં પાન ખાવાથી પેટમાં બાદી મટી જઠર પ્રદિપ્ત થાય છે, મુખમાં રહેલી દૂર્ગંધી દૂર થાય છે અને રૂધિર શુદ્ધ થઈ સર્વ અવયવોને પુષ્ટિ આપે છે. ભોગ શકિતને અનુકૂળ હોવાથી તુલસી તત્વ પરમ પવિત્ર છે અને પ્રાણીઓને પ્રસન્ન રાખનાર છે. વિષ્ણુભગવાનની શોભા શ્રીલક્ષ્મીજી થકીજ છે. તેથી મહા મોહાત્મક સ્વરૂપમાં સર્વ દેવ, ઋષિ અને મનુષ્યોને પરમભાવ ઉત્પન્ન થાય છે અને તેનું શરણ ગ્રહણ કરવામાં નિર્ભયતા, ઉત્સાહ અને પરમ પ્રેમ જણાય છે. સકામ ભકિતદ્વારા ભકતોને શંખથી સમૃદ્ધિ, ચક્રથી વાહન, ગદાથી રાજ અને પદ્મથી નિર્મળ ભાવ આપે છે. વિષ્ણુની નાભી કમલ રૂપ છે એટલે ઉત્પત્તિ કરવા કમલમાં બ્રહ્મા પ્રગટ કરી સૃષ્ટિ કાર્ય તેને સોંપે છે. ચતુર્ભુજ ભગવાન્ શંખને ધારણ કરે છે; કારણ આ પ્રવૃત્તિમય પ્રપંચમાં જી[illegible] કારણમ્ એ ન્યાયે જીવ જીવોનું યુદ્ધ નિરંતર થયા કરે છે, તેથી યુદ્ધની

વૃત્તિને હૃદયગત મૂલ વાસનારૂપમાંજ શંખનાદ શીથલ કરનાર છે. પાર્થિવ તત્વથી અધિક જલ તત્વથી ઉત્પન્ન થઇ આકાશનો અસાધારણ ગુણ શબ્દ છે તેને પ્રગટનાર આદિ સાધન છે તેવું કારણ હોવાથી હૃદયની શુદ્ધિ અને શાન્તિપ્રદ શકિત સૂચક શંખ પ્રભુ આધીન રાખે છે. ચક્ર એટલે જન્મ મરણરૂપ ભ્રમણ કે જેમાં ફરતાં પ્રાણીઓ રંગ બેરંગ સ્વરૂપે દેખાય છે; માટે સંસારરૂપી સુદર્શન ચક્રને એક અંશમાં દર્શાવવા પ્રભુ ચક્ર ધારે છે. ગદા એ મૂઢ માર મારનાર ભયાનક શકિત છે. તે એમ સૂચવે છે કે જે કોઈ સન્માર્ગ મૂકી શાસ્ત્ર નિષિદ્ધ કર્મ કરશે તેની અદષ્ટ સજા બુદ્ધિ ભ્રષ્ટતાની થશે અને તેથી સંશયાત્મા થઈ વિનાશ પામશે અને તેથી વિષ્ણુદ્વાર તેને સુલભ નહિ રહે. ચોથા હાથમાં પ્રભુ પદ્મ ધરે છે. હૃદયના કામ ક્રોધ આદિ શત્રુઓના ત્રાસથી શંખ દ્વારા, યોનીના મહાદુઃખના ત્રાસથી ચક્રદ્વારા, વિષય લોલુપ્સાના અધર્મ આચરણના ત્રાસથી ગદા દ્વારા બચી, ભકતોને બચાવનાર ચતુર્ભુજ નિર્લેપ રહી અનાસકિતથી, વિહિત પ્રવૃત્તિથી, ઇશ્વરાર્પણ બુદ્ધિથી પ્રારબ્ધાધીન ભોગને ભોગવતાં નિર્લેપ રહેવા સુચવે છે. કમળ જેમ ત્રિપુટીમય મૂર્ત્યષ્ટકદર્શક આઠ પાંખડીથી ઉદ્‌ભૂત થતાં સ્વકારણમાં રહેવા છતાં પોતે અસંગ રહે છે અને પૂજાનું સાધન છે તેમ અવિદ્યામાંથી ઉત્પન્ન થતા પ્રાણીઓને તેથી અસંગ રાખી જ્ઞાનદષ્ટિ આપનાર આ પ્રભુની ભકિતજ છે એમ દર્શાવે છે. ગરૂડ વાહન સૂચવે છે કે મહાભિમાની, વિષમય મૂર્તિ, અજગરરૂપ અહંકારનો વિરોધ, નિર્માનીત્વ અને કરૂણામૃત બોધદ્વારા પ્રભુને પધરાવો. અહંકાર જન્મ મરણ આપે છે. ગરૂડજી પુરાણથી બોધ આપી સદ્‌ગતિ મેળવવા પ્રેરે છે માટે અમૃતમય નિર્ભય બોધ ગરૂડરૂપ વાહન છે.

પ્રભુ પોતે તમોગુણ મૂર્તિ છતાં રજોગુણના નેતા છે માટેજ સત્વ ગુણાત્મક બોધ વાહન હોય તોજ તેનું દેવત્વ, મહત્વ અને જગદ્વન્દ્યત્વ ઘટી શકે છે. માટે વિષ્ણુ ભગવાન ભકિતથીજ પ્રસન્ન થઇ બોધ રૂપ ગરૂડજી ઉપર બીરાજી દર્શન આપી સર્વનાં કષ્ટ કાપે છે. ગરૂડ પક્ષીઓનો રાજા છે, કારણ તેની ઉર્ધ્વ ગતી સર્વથી શ્રેષ્ઠ છે. વેદના ત્રણ કાંડમાં ઉપાસના કાંડ વિષ્ણુ લોક છે. સ્થૂલ દૃષ્ટિથી એકાંતાત્મક આકાશ છે. ઉપાસનામાં ચિત્તની સ્થિરતા, શરીરની નિશ્ચલતા ને સર્વ પ્રવૃત્તિનો અભાવ છે એનું તત્વ આકાશ જ છે. કર્મકાંડથી સર્વ પદાર્થોની, તેના ભોગોની ક્ષણિકતાથી વિષમયતા અનુભવ્યા પછી ઈશ્વર તત્વ વિષે ચિત્ત શુદ્ધિદ્વારા રાગ બંધાય છે. તેથી બીજી પ્રવૃત્તિને ત્યાગી પોતાને ઇચ્છિત એવી દેવની ભાવનામાં ધ્યાન લગાવાય છે. તેથી ચિત્તૈકાગ્રતા પ્રાપ્ત થતાં શાન્તિ ઉદ્ભવે છે. આવું સ્વરૂપ કે જેમાં હર્ષ શોક આદિ કુત્સિતતા નથી હોતી તે આકાશજ છે માટે ઉપાસના કાંડ એ વિષ્ણુલોકજ છે. તેથી ભકિત એજ વૈષ્ણવનો મુખ્ય ધર્મ છે. આકાશ જેમ સર્વમાં મગ્ન છતાં સર્વના ગુણોથી અસ્પૃશ્ય છે તેથી જયારે ચિત્ત સર્વ ભોગોમાં વિચરતું છતાં તેની આસકિત રહિત થાય ત્યારેજ ભકિતની પરાકાષ્ઠા પામી વિષ્ણુ ભગવાનના દર્શન કરી ઇતર વાસનાથી અસ્પૃશ્ય થાય છે માટેજ વૈકુંઠ એજ હૃદયાકાશ છે તેમાં સ્થિર થયેલ પ્રભુ તેના અધિપતિ છે અને સર્વકર્મના અધિષ્ઠાતા દેવતાના ઇશ હોવાથી સુરેશ કહેવાય છે. કર્મથી અધીક ઉપાસના છે, બ્રહ્મલોકથી આકાશ અધીક છે તેમ બ્રહ્માથી અધીક તત્વ વિષ્ણુ છે. માટે બ્રહ્મા સૃષ્ટિ સૃજે છે, વિષ્ણુ રક્ષે છે, અને રૂદ્ર તેને મૂલ સ્થિતિએ પહોંચાડે છે. ક્રમમાં મધ્ય સ્થિતિ વિષ્ણુ ભગવાનની છે છતાં દૃષ્ટિમાં

અભિમાન દર્શાવનારૂં ઝેર નથી પણ સમબુદ્ધિ, કરૂણા અને નિર્લોભ છે એવું સૂચવનાર કમલનયન ભગવાન્નું પદ છે. યોગીઓ ધ્યાનથી જેને જોઇ શકે એવા ભગવાન્ એ વિશેષણ હૃદયાકાશ સ્વરૂપ વૈકુંઠ છે એમ દૃઢ ઠરાવે છે. જ્યારે ભગવાન્ પ્રવૃત્તિ કરે છે ત્યારે બોધ રૂપી વાહનથી અજ્ઞાન માર્ગ કાપી અવિદ્યા કે જે જગત્નું ઉપાદાન કારણ છે તેના ભયમાંથી મુકિત આપી પ્રાણીઓના જન્મ મરણ રૂપ ભયને હરે છે માટે ભવભય હરમ્ એ પદ્દી શ્રીભગવાનને યોગ્યજ છે. અને તેથીજ अविद्याम् हरति इति हरिः અવિદ્યાને હરનાર શ્રીહરિ સર્વનું રક્ષણ કરે છે. યૌવનાવસ્થા ભોગ ભૂમી છે. તેમાં વિહિત નિયમિત ભોગ પરમ યોગને પ્રાપ્ત કરાવે છે અન્યથા દુઃખ કરે છે. તેમજ વિષ્ણુભકિત વિહીત કરવામાં આવેતો ભકિતથી જ્ઞાનદ્વારા મુકિત આપે છે અન્યથા ચક્ર અને ગદાને આધીન કરે છે. એવા પ્રભુ સદા અમારા હૃદયને તૃપ્તિ અર્પો ઇતિ શમ્.

कमलभूतनया मुखपंकजे वसतुते कमलाकर पल्लवे ।
वपुषितेरमतां कमलांगजः भवतुतेहृदये कमलापतिः ॥



# श्री सदाशिव.

ध्यायेनित्यं महेशं रजतगिरिनिभं चारुचंद्रावतंसं
रत्नैःकल्पोज्ज्वलांगं परशुमृगवराभीति हस्तंप्रसन्नं ।
पद्मासीनं समन्तात्स्तुतममरगणैर्व्याघ्रकृत्तिंवसानं
विश्वाद्यं विश्ववन्द्यं निखिलभयहरं पञ्चवक्त्रं त्रिनेत्रम् ॥

શ્રેયસ્ અને પ્રેયસ્, નિવૃત્તિ અને પ્રવૃત્તિ, પરમાર્થ અને વ્યવહાર આદિ વિરોધ તત્વનો અભેદ દર્શાવનાર મહામંગલ મૂર્તિ મહેશ સમષ્ટિ સ્વરૂપનો સાંકેતિક અર્થ પ્રકાશવા અલ્પ બુધ્ધિને સામર્થ્ય આપો–

શ્રી મહાદેવજી મહત્ તત્વથી પર અવ્યકત ( અવિદ્યા=તમો ગુણ ) ના અધિષ્ટાતા સત્વ ગુણમય જ્ઞાન અને વૈરાગ્યાત્મક ચૈતન્ય મૂર્તિ છે. અવ્યકતનું આદિ સ્ફુરણ પંચતન્માત્રા છે. જેમાંથી અપંચીકૃત વિયત્ આદિ પંચભૂતોની ઉત્પત્તિ છે તે તન્માત્રા શિવ તત્વાનાં મુખરૂપ છે. ક્ષમા, આર્જવ, દયા, તોષ અને સત્ય એ પાંચ વિષયોવાળાં પાંચ મુખ છે. રૂદ્રાક્ષ એ વૈરાગ્ય દ્રષ્ટિ પૂર્વક મુમુક્ષુતા દર્શક ચિન્હ છે તે ધારણ કરવાથી વૃત્તિ શાન્ત અને પ્રસન્ન રહે છે. તેને પણ પાંચ મુખ હોય છે માટે રૂદ્રાક્ષ ધારણ કરવાનો વિધી છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ ચાર ભુજા છે. સાંસારિક ભાવનાવાળા ભોગને ઇચ્છનાર ભકતોને પરશુથી પરિચ્છિન્ન લોકૈષ્ણા, મૃગથી પશ્વાદિ વિત્તૈષણા અને વરથી વિષય ભોગપૂર્વક પુત્રૈષ્ણા પરિપૂર્ણક ધર્મ, અર્થ અને કામ રૂપ ફળ આપનાર સદાશિવ છે એમ સૂચવે છે. શમ દમાદિ સાધન ચતુષ્ટય સંપન્ન શુદ્ધ અધિકારી પરમ વૈષ્ણવને જ્ઞાન અને

વૈરાગ્ય દ્વારા બોધ આપી સર્વે અનર્થની નિવૃત્તિ અને પરમાનન્દની પ્રાપ્તિરૂપ મોક્ષ આપનાર સદાશિવ છે એમ દર્શાવવા અભીતિ દર્શક ચોથો હાથ છે. પોતે તમો ગુણના અધિપતિ અને કેવળ સત્વગુણ મૂર્તિ છે તેથીજ તેનું સ્વરૂપ રત્ન સમાન ઉજળું અને કપૂર જેવું ગૌર છે. આ દેવ સદા નિજાનન્દ પરિપૂર્ણ હોવાથી પ્રસન્ન રહે છે તેથી ભકતોના દોષો લક્ષ્યમાં ન લેતાં ઇચ્છિત વર આપવા તત્પર રહે છે અને તેથીજ સદાશિવ ભોળા એટલે નિષ્કપટ સ્વભાવવાળા કહેવાય છે. દેવ સ્વરૂપમાં ચર્મ ચક્ષુનો સંભવ નથી માટે દેવોની ચક્ષુ સત્સંગ અને વિવેક એ લોચનદ્વય છે અને તેથીજ મનુષ્યોને દેવ દર્શન કરવામાં આ બે નેત્રની જરૂર કહેવાય છે. સદાશિવને ત્રણ નેત્રો છે તેની સમજ એવી છે કે ઇતર દેવોને સ્થૂલ અને સૂક્ષ્મ શરીરો સુધી તથા જાગ્રત અને સ્વપ્નાવસ્થાના વિકાર પર્યંત સ્વાભાવિક દર્શન હોય છે માટે બે ચક્ષુ હોય છે. સદાશિવ કારણ શરીર તથા સુષુપ્તિ અવસ્થાને વેધી શકે છે. વળી ઉત્પત્તિ અને સ્થિતિ પર્યંત બીજા દેવોનો અધિકાર છે, લયનો અધિકાર મહાદેવનો છે. તથા તત્વજ્ઞાન અને મનોનાશ પર્યંત દર્શન ઇતર દેવો દ્વારા પ્રાપ્ત થાય છે પણ વાસના ક્ષયનું દર્શન મહાદેવ વિના પ્રાપ્ત થાય નહિ. વળી કામ અને ક્રોધને શાન્ત કરવા સમ્યગ્ દર્શન બીજા દેવોને છે પણ લોભ ( તૃષ્ણા ) ક્ષયનું દર્શન સદાશિવનું છે માટે શિવને ત્રણ નેત્રો છે. તેથી દેશકાલ અને વસ્તુથી અપરિચ્છિન્ન તત્વ પ્રતિપાદક સદાશિવ છે. નેત્રમાં વૈશ્વાનર અગ્નિ પ્રગટકરી કામને બાળી નાંખ્યો એ વાત પરમાર્થિક દ્રષ્ટિથી જોતાં એમ સૂચવે છે કે જ્ઞાનાગ્નિ સર્વ વાસનાને બાળી નાંખે છે તેમ નિજ સ્વરૂપ દર્શનથી મહાદેવજીએ કામના આદિ કારણ અહંકારનો નાશ કર્યો. મસ્તક

ઉપર ગંગાજી વહે છે તે એમ સૂચવે છે કે વાસના ક્ષય થયા પછી પરમપવિત્ર શાન્તિરસ ઉદ્દ્ભવે છે. ચંદ્રથી અમૃતતત્વ અને તાપ નિવૃત્તિ સૂચવે છે. કંઠે અને કાને સર્પ હોય છે તે એમ સૂચવે છે કે અપ્રિય અને પથ્ય વચનનું શ્રવણ પરમ કલ્યાણ કરનાર છે ( अप्रियस्यापि पथ्यस्य वक्ता श्रोताच दुर्लभः ) એવી સમજ પ્રાપ્ત થતાં વિષમય ભયંકર તત્વો પણ પોતાનો સ્વભાવ છોડી સમભાવ ધરે છે. માટે વ્યાઘ્ર, મોર, બળદ, ઉન્દર અને પાડો કૈલાસમાં સમભાવે રહે છે. પર્વતની પુત્રી પાર્વતીના પતિ મહાદેવજી છે. અતિ જાડય સૂચક પર્વતની પુત્રી અવિદ્યારૂપ પાર્વતી જેને આધીન છે એવા આ દેવે પાર્વતીને અર્ધા શ્લોકથી બ્રહ્મ સત્ય છે, જગત્ મિથ્યા છે અને જીવ અને બ્રહ્મમાં ભેદ નથી એમ બોધ આપી પોતાની અર્ધાંગનાને તારી છે અને ( पतिरेको गुरुस्त्रीणाम् ) સ્ત્રીનો ગુરૂ એક પતિજ છે એમ દાખલો આપ્યો છે. સાગરના મથનમાંથી અમૃત દેવોને આપ્યું અને પોતે ઝેર પીધું એ મહાન્ શકિતનો પ્રભાવ દર્શાવે છે તથા પરમાર્થ બુદ્ધિથી મહાત્માપણું પ્રગટ કરે છે.

ઈતર દેવોને એક એક પત્ની છે જયારે મહાદેવ કે જે સદા ધ્યાનમગ્ન, પરમ વૈરાગ્ય મૂર્તિ અને અકિંચન છે છતાં બે પત્નીવાળા છે તેનો સંકેત એવો છે કે જ્ઞાનગંગાથી સરસ્વતીતત્વ એટલે બ્રહ્માની શકિત અને પાર્થિવ મૂર્તિ દ્રવ્યાત્મક લક્ષ્મી તત્વ એટલે વિષ્ણુની શકિત એ બન્ને તત્વને સ્વસ્વરૂપમાં અનુભવનાર ભોગભાવના રહીત કેવળ આત્મસ્વરૂપ દ્રષ્ટિ સંપન્ન પરમ શિવ છે માટે મહેશ કહેવાય છે.

શિવને બે પુત્રો છે. એક કાર્તિકેય જેને ષડાનન કહે છે. એના છ મૂખનો વિચાર કરતાં ભૌતિક પ્રપંચ અવ્યકતમાંથી

ઉદ્દભવે છે અને તે અસ્તિ, જાયતે, વર્ધતે, વિપરિણમતે, અપ-ક્ષીયતે અને નશ્યતિ, ( છે, ઉત્પન્ન થાય છે, વધે છે, જુવાન થાય છે, વૃદ્ધ થાય છે અને નાશ પામે છે ) એટલા ષડ્ વિકાર સ્વરૂપ હોવાનું સૂચવે છે. અને સૃષ્ટિ વૈચિત્ર્ય હોવાથીજ વિચિત્ર ઉત્પત્તિવાળા વિચિત્ર રંગવાળા મયૂરનાં વાહનવાળા આ દેવ કહેવાય છે. તથા ષડ્ વિકારાત્મક ભૂત સૈન્યના અધિપતિ છે.

બીજા પુત્ર ગજાનન છે. તે કાર્તિકેયથી ન્હાના છે પણ પરમ યશોમૂર્તિ અને બુદ્ધિમત્તર છે એટલે સૂક્ષ્મતર છે. સદાશિવના સર્વ ગુણો, જ્ઞાન વૈરાગ્ય, તપ, દ્વિપત્ની, ક્ષમા, ઔદાર્ય, પરમ માંગલ્ય, નિર્ભયતા અને પરમાર્થ આદિને દર્શાવનાર હોવાથી તેનાજ પુત્ર છે. आत्मा वै पुत्रनामासि એ શ્રુતિ સૂચક છે. ઉત્પત્તિમાં સહાયક હોવાથી પ્રવૃત્તિને ટકાવી રાખી અવિદ્યાને આધાર આપવાથી સહેજ ન્યૂન દિસે છે અને તેથી પશુ અને નર આકૃતિવાન્ વર્ણવવામાં આવ્યા છે.

શ્રી મહાદેવજી કપાલદામ એટલે ખોપરીનો હાર પહેરે છે. એ એમ સૂચવે છે કે ખોપરીથી ઢંકાયેલી બુદ્ધિનું અધિકરણ એટલે પરા વિદ્યા તેની શોભા છે. નન્દી મહાદેવનું વાહન છે. કૃષિ એટલે ખેતિ જેમ મનુષ્યો, ઋષિઓ અને દેવોનું જીવન છે અને તેનો આધાર વૃષભ ઉપર છે તેમ સર્વ પુરૂષાર્થની સિદ્ધિ ધર્મ ઉપર છે અને તેથીજ वृषोहि धर्मः એમ કહેવાય છે. અખિલ જગતની ઉત્પાદક અને સંરક્ષક ધૂરી વહન કરનાર બળદ છે તેજ ધર્મરૂપ છે. કારણ ધર્મ પણ ઉત્પતિ અને સ્થિતિને ધારી રાખે છે. તેનુંજ વાહન મહાદેવજીને યોગ્ય છે કારણ કે લય કાળમાં પણ સૃષ્ટિને ફરી ઉત્પન્ન કરી રક્ષવા માટે ધર્મ વાહનથી સદાશિવ જીવન આપે છે. અવ્યક્ત જે અવિદ્યાથી પર છે તેજ કૈલાસ છે અને તેથીજ ભૂત ભૈરવાદિ અદષ્ટ અઘોર વ્યકિતઓનું નિવાસ

સ્થાન છે. એટલે વાસના સંચયનું સ્થાન છે, ભોગ વિનાનું છે અને તમો ગુણમય છે માટે અવ્યકત આદ્યશકિત એજ કૈલાસ છે અને તેના અધિપતિ સદાશિવ છે. છેવટ કાંઈ નથી એમ સૂચવનાર સ્મશાન સ્થાન પણ શ્રી શંકરનો કૈલાસ છે.

શિવ ભસ્મના ભોગી છે. ભસ્મમાં અનેક ગુણો છે. જેવાકે દુર્ગન્ધને હરે છે, જીવ જંતુઓને નિવારે છે, જુદા જુદા પદાર્થો પરિણામે એક રૂપ થાય છે એવી ભાવના ઉત્પન્ન કરે છે અને જ્ઞાનાગ્નિથી વાસનામય સંચિત કર્મોને ભસ્મ કરવાથીજ નિ:શ્રેયસ પદ પ્રાપ્ત થાય છે એમ ઉપદેશે છે. તેથી વૈરાગ્ય વૃત્તિ ઉપજે છે અને મોહ ટળે છે.

શિવને બીલીપત્ર ચડે છે તેને ત્રણ પાન હોય છે. તેને ત્રિગુણાકારવાળું, ત્રિનેત્ર સ્વરૂપ, ત્રણ વર્ગને આપનારૂં અને ત્રણ જન્મના પાપને હરનારૂં કહે છે. તેમાં હેતુ એવો છે કે બીલીનું ફળ સંગ્રહણી જેવા રાજ રોગ છે તેને મટાડે છે તેથી બીલીપત્રમાં એવા રજકણો છે કે મનની અંદર રહેલી ભોગેચ્છાને શિથીલ કરી દીર્ઘ રોગ ( જન્મ મરણરૂપ ભવ ) ને હરે છે. શિવને ચડાવવાથી તે નિર્માલ્ય થાય છે એટલે વાસના સ્વશકિત હીન થાય છે અને બીલીપત્ર ચડાવનારને શિવ તે શકિત અર્પે છે કે જેથી તેનું અજ્ઞાન નષ્ટ થાય છે. શિવ ભકતો માને છે કે ભાંગ, ગાંજો, ધંતુરો વગેરેનો કેફ મહાદેવને પ્રસન્ન હોવાથી તેને સેવે છે. આમાં રહસ્ય એટલું છે કે મહાદેવજી નિર્વાણ તત્વમાં સ્થિત હોવાથી સંસાર ત્રણે કાળમાં તેમને દિસતોજ નથી. પણ તમોગુણના નિયંતા હોવાથી સત્વ ગુણની વૃત્તિને થોડી આચ્છાદિત કરવાથી ભકતોના નિર્વાહ અર્થે અવિદ્યાનો નિશો ચડે છે અને તેથી વિશ્વનું ભાન તેમને થાય છે. તેમ શિવ તત્વનું ધ્યાન કરનાર પુરૂષોને પોતાના દેહનું

ભાન ભૂલી જઇ શિવના તાણ્ડવ નૃત્યમાં મનની વૃત્તિને રોકી શાન્ત પાડી ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની ત્રિપુટી વિસરી જવી પડે છે. પણ પ્રારબ્ધવશાત્ ફરી જગતભાવનામાં આવવાથી શ્રમિત થયેલી ચિત્ત શકિતને અવિદ્યાવર્ધક પદાર્થથી ઉત્તેજીત કરવા જરૂર રહે છે માટે નિશો કરે છે પણ શોખ માટે નહિ. સ્વપુત્રના પરાક્રમથી પ્રસિદ્ધ થતા કરૂણામૂર્તિ સ્વયંભૂ પ્રભુ સર્વની રક્ષા કરે.

चन्द्रोद्भासित शेखरे स्मरहरे गङ्गाधरे शंकरे
सर्पैर्भूषितकण्ठकर्णविवरे नेत्रोत्थवैश्वानरे ।
दंतित्वक्कृतसुन्दराम्बरधरे त्रैलोक्यसारेहरे
मोक्षार्थंकुरुचित्तवृत्तिमखिला मन्यैस्तुकिंकर्मभिः ॥

મહાદેવજી વાઘામ્બર ધરે છે એનું કારણ એવું છે કે વાઘામ્બર શીતોષ્ણાદિ ઉર્મીઓને સહન કરવામાં અસાધારણ ગુણવાળું, મૃત્યુનો ભય સૂચક અને આસૂરી સંપત્તિનો રાજા જે વ્યાઘ્ર છે તેનો ભાવ નષ્ટ કરવાથી સંપાદન થઈ શકે એવું હોવાથી તેને આસન કરે છે. ઇતર પ્રાણી ભય પામી આસનસ્થાને ઇજા કરી શકે નહિ માટે નિજ સ્વરૂપમાં ધ્યાન મગ્ન રહેવા પરમ એકાન્ત અને નિર્ભયતાત્મક વૃત્તિ દર્શાવે છે. ઉપર દર્શાવ્યા કારણસર મહાદેવજી સર્વ લોકના સાર રૂપ છે અને મોક્ષ આપી દુઃખ હરનાર હોવાથી ભવહર કહેવાય છે, કરૂણાવતાર છે અને બુદ્ધિ તત્વની પરા જ્ઞપ્તિથી હૃદયાકાશગત સૂક્ષ્મ તત્વ અવ્યકતમાં તૃષ્ણા ક્ષયરૂપે બિરાજે છે. રાગમાં વિરાગ, અશુચિતામાં શુચિતા, ભયમાં અભય આ પરમાશ્ચર્ય મૂર્તિ મહેશ સર્વનું નિરંતર કલ્યાણ કરો.

कर्पूर गौरं करुणावतारं संसारसारं भुजगेन्द्रहारं ।
सदावसन्तं हृदयारविन्दे भवंभवानी सहितंनमामि ॥

## ॐ आद्यशक्ति.

खड्गशूलगदादीनि यानिशास्त्राणित्रेऽम्बिके
करपल्लव संगीनि तैरस्मान् रक्ष सर्वतः ।
शूलेन पाहिनो देवि पाहिखड्गेन चाम्बिके
घण्टास्वनेननःपाहि चापज्यानिः स्वनेनच ॥

જેની છાયામાં જગત્‌ની પ્રતીતિ છે, જેનો કોઇ ભોક્તા નથી ध्यायतीव, लेलायतीव રૂપે જે અનુભવાય છે, જેને दुरत्ययामाया કહે છે અને જે એકને અનેકરૂપે દર્શાવી પોતે અલગ રહે છે એવી પરાશક્તિ બ્રહ્મવિદ્યા કેવળ લીલાવતી દેવી સર્વનું રક્ષણુ કરે છે. દેશ, કાળ અને વસ્તુ જેની કલ્પનાને આધીન છે તે શક્તિને જગદમ્બારૂપ માની મનુષ્યો અનિર્વચનીયા માયાને ઉપાસે છે. આ શક્તિને વાહન સિંહનું છે તેનું કારણુ એ છે કે સિંહ જેમ ગમ્ભીર અને અમીર સ્વભાવવાળો છે અને સર્વ પશુઓને સ્વધર્મમાં વર્તાવી આધીન રાખે છે માટે વનરાજ સંજ્ઞા પામે છે તેમ સર્વ પશુધર્મ =ગ્રામ્ય વ્યવહારને રોધી, પરમ ગહન ઉત્કૃષ્ટતાને રક્ષનાર સુશીલ સદાચારરૂપ આ શક્તિનું વહન છે. જ્યારે આ દેવીનો ઉત્સવ નવરાત્રી વગેરેમાં હોય છે ત્યારે બ્રહ્મચર્ય, હવિષાન્નનું એક વખત ભોજન, ફલાહાર કે ઉપવાસ, ક્ષૌરાદિનો નિષેધ વગેરે સર્વ ભોગ વર્જનરૂપ પવિત્ર આચારનો વિધિ છે; માટેજ ઉગ્ર તપરૂપ સદાચાર એજ ઉગ્ર શૂરરૂપ સિંહવાહન આ દેવીનું છે. આ દેવીની ઉપાસના કાર્તિક માસ કે જે વર્ષની શરૂઆત છે તેના ઉત્પત્તિરૂપ આશ્વિન માસમાં પ્રથમ નવરાત્રી પર્યંત કરવામાં આવે છે તે એમ સૂચવે છે કે રાત્રિમાં ક્રિયા સામાન્ય રીતે સ્વાભાવિક થાય

છે, અને તેને વિષે નિદ્રામગ્ન પ્રાણીઓ અહંકારનો અભિનિવેશ કરી શકતા નથી છતાં ભોગ માટે તુષ્ટિ પુષ્ટિ આપનાર ક્રિયા ચાલુ હોય છે. તેથીજ આ અનિર્વચનીયા શક્તિ કે જેનો પડછાયો જણાય પણ પોતે કળી શકાય નહિ તેનો સ્વાભાવિક વિલાસ રાત્રિનો છે તથા બ્રહ્મરંધ્ર, ચક્ષુ, શ્રોત્ર, ઘ્રાણ, મુખ અને નાભિના નવ દ્વાર ઉત્તમ અંગાત્મક હોવાથી તે તે સ્થાનની શક્તિનો ઉત્સવ નવ દિવસ રાખવામાં આવે છે. આ શક્તિના હાથમાં ખડ્ગ ને ત્રિશૂલ હોય છે તે એમ સૂચવે છે કે મોક્ષમાર્ગ ખાંડાની ધાર જેવો તીક્ષ્ણ છે અને તે ઉપર ચાલવા નિર્મળ વૈરાગ્યની જરૂર છે. આસુરી સંપત્તિને હણનારી, દૈવી સંપત્તિને રક્ષનારી, જ્ઞાનરૂપી તરવારથી પુત્ર, દાર અને વિત્તની ઇષ્ણારૂપ ત્રિશૂલને વિદારી આશીર્વાદરૂપ નિષ્કામ કરવાથી જીવનમુક્તિનું સુખ અનુભવાય છે; માટે તાળી પાડી રાસ રમવા બીજા હાથ છૂટા છે. આ દેવીને યજ્ઞદ્વારા જીવના ભોગ અપાય છે. આનો આશય એવો છે કે મુમુક્ષુએ મમતા છોડતાં હું જીવ છું એ ભાવ ત્યજી અવિદ્યા ઉપાધિ ને જ્ઞાનાગ્નિરૂપ બ્રહ્મવિદ્યામાં સમાવવાની છે. તેથી સમબુદ્ધિ પ્રાપ્ત થયે આ દેવી તૃપ્ત રહે છે, અને અવિદ્યા કે તેનું કાર્ય અડચણ કરતું નથી. વળી સકામ ભકતો પોતાના જીવને બદલે પશુના જીવને અર્પે છે એનો ખુલાસો એવો છે કે શાસ્ત્ર-વિધિથી ભોગરૂપ જીવની ઉર્ધ્વગતિની જવાબદારી રાખી યજ્ઞમાં પશુનું બળીદાન આપી સ્વકાર્ય સિદ્ધ કરવામાં આવે છે. આ બળીદાનને હિંસા માનનારા કેવળ મૂઢ પામર, શાસ્ત્ર અનભિજ્ઞ નર પશુઓ છે. એવા મત પ્રમાણે ન્યાયાધીશ ફાંસી આપે, યમ-રાજા પ્રાણ લે, વગેરે પણ હિંસા ગણાવી જોઈએ. આ દેવીને કુંવારી માનવામાં આવે છે તેનું કારણ એ છે કે **સા કાષ્ઠા**

सा परागतिः एषा ब्राह्मी स्थितिः ઈત્યાદિરૂપા આ બ્રહ્મવિદ્યા છે; માટે એનાથી પર કોઇ છે નહિ તથા જગતના ભોગ અવિદ્યામાં છે; માટે કર્તૃત્વ ભોક્તૃત્વ ભાવ વિનાની આ પરા દેવી કુંવારી કહેવાય છે. આનાં દર્શન પછી જગત્ ત્રણે કાળમાં રહેતુંજ નથી તેથી મહાકાળી, મહાલક્ષ્મી અને મહાસરસ્વતીરૂપા અનાદિ અનન્ત સત્તારૂપ આ શક્તિ સર્વને અખંડાનન્દ અર્પે છે.

ચાર વેદ, ષટ્ શાસ્ત્ર અને ૬૪ કલાવાળી બ્રહ્મવિદ્યારૂપ આ દેવીની ૬૪ કલાઓ છે; માટે ૬૪ યોગીનીઓનાં સ્વરૂપ દર્શાવવામાં આવેલાં છે. આ દેવી ગદા ધરે છે તેનું કારણ રજોગુણ સમૃદ્ધિનો આધાર હોવાનું દર્શાવે છે અને ધન આપનાર ગણાય છે. અષ્ટમી તીથિ કે જે પાંચ ભૂત, સૂર્ય, ચંદ્ર અને પુરૂપ મળી આઠ મૂર્તિઓથી આખું જગત્ વ્યાપક છે તે સર્વને પોષનાર યજ્ઞ છે તે દિવસે સમષ્ટિ તર્પણ માટે હવન થાય છે અને યજમાન પોતે નિરાહાર રહી અગ્નિદેવની ઉપાસના કરે છે. તેથી સંપત્તિ પ્રાપ્ત થાય છે માટે ધનની ઈચ્છાવાળાએ અગ્નિદેવની યજ્ઞરૂપે ઉપાસના કરવાનું વિધાન છે.

धनमिच्छेद्हुताशनात् એમ કહેવાય છે. એવી વ્યવહાર તથા પરમાર્થમાં સિદ્ધિ આપનાર શ્રી આદ્યશક્તિ, ઉપનિષ્, વિદ્યારૂપી ધનુષવડે અને ઓંકાર પ્રણવરૂપ શેર ( ભાલાં ) વડે સર્વ પ્રાણી-ઓને મંગળ આપો.



## ॐ श्रीभास्कर.

ब्रह्माण्ड संपुट कलेवर मध्यवर्ति,
चैतन्य पिण्ड मिव मण्डल मास्ति यस्य ।
आलोकितोऽपि दुरतानि निहन्ति यस्तं,
मार्तण्डमादि पुरुषं प्रणमामि नित्यम् ॥

જગતના વ્યવહારને પ્રસારનારૂં અસાધારણ કારણ શ્રીસૂર્યદેવ છે. પદાર્થ માત્રને સ્ફૂર્તિ આપનાર પ્રકાશતત્ત્વ સર્વના જીવનરૂપ છે. જ્યાં સૂર્યનો પ્રકાશ ઓછો પડે છે ત્યાં આરોગ્યતાના સાંસા પડે છે. માત્ર સડો, દુર્ગન્ધ, મલીનતા વગેરે વિનાશક તત્ત્વોનો વિરોધી અને આરોગ્યતા તથા સુખ સંપત્તિનો પ્રદાતા હોવાથી જગતની સંસ્થિતિનો પાલક શ્રીસૂર્યદેવ વિષ્ણુ મૂર્તિ અને નારાયણ સ્વરૂપ છે. જેમ શરીરમાં જ્ઞાનપ્રકાશ હોવાથી શરીર જીવતું, મંગળમય અને ચતુર્વિધ પુરૂષાર્થનું અપ્રતિમ ફળ મેળવવાનું સાધન છે, તેમ શ્રીસૂર્યદેવતાના સ્ફૂરણથીજ અખિલ જગતની પ્રવૃત્તિ છે અને તેથીજ અન્તર્યામી સ્વયંજ્યોતિષ્ આત્માના દૃષ્ટાન્તરૂપ આ દેવ છે. આત્માને રથિનની ઉપમા ઉપનિષદ્‌માં આપેલી છે. **आत्मानं रथितं विद्धि** તેમજ આ સૂર્યદેવનો પણ રથ છે. આત્માના રથને ઈન્દ્રિયોરૂપ ઘોડા છે, તો આ સૂર્યદેવના રથને સાત ધાતુના તત્ત્વરૂપ ઘોડા છે. બુદ્ધિ જેમ આત્માના રથનો સારથી છે તેમ અરૂણદેવ આ રથનો સારથી છે. વિષયોમાં જેમ ઇન્દ્રિયોરૂપ ઘોડા વિચરે છે તેમ ભૂત પ્રપંચમાં આ સાત ધાતુઓ જેનાં શરીરો બને છે તેનો પ્રચાર છે. બુદ્ધિનો વિકાસ જેમ મુક્તિ આપી નિશ્ચિંત કરે છે

તેમ અરૂણુ દેવ, પ્રાણીઓને દેવ, ઋષિ અને પિતૃઓના રૂણમાંથી અર્ધ્યપ્રદાન અને સન્ધ્યાવન્દનથી રૂણમુક્ત કરે છે. પરાવિદ્યા બ્રહ્મવિદ્યા જેમ પરમ પ્રકાશરૂપ પરમાત્માનો સાક્ષાત્‌કાર કરાવી સર્વ સિદ્ધિપ્રદા બને છે, તેમ શ્રી ગાયત્રીદેવી આ સૂર્યનારાયણના પરમ તત્ત્વને પ્રાપ્ત કરાવી સર્વ સિદ્ધિ અપાવે છે. માટેજ બ્રાહ્મણોએ જગતના સર્વ પદાર્થોનું બ્રહ્માર્પણ કરી શ્રીગાયત્રીદેવીનોજ આશ્રય સંભાલ્યો છે અને ત્રિકાળ સન્ધ્યાદ્વારા પરમ પવિત્રતાની સિદ્ધિ માની છે.

સન્ધ્યાવન્દનની સામાન્ય સમજ અત્ર આપવી અસ્થાને નહિ ગણાય.

સંધ્યા એટલે બે ચીજનું જોડાણ. તે એવી રીતનું કે એક ચીજ દેખાતી બંધ થાય અને બીજી દેખાવા લાગે તે સંધીનો વખત સંધ્યાનો સમય કહેવાય છે. આ વખત બીજા બધા વખત કરતાં ઘણો કિમતી છે. કારણ કે જેને જવું હોય, અને જેને નવું આવવું હોય તે બન્ને એમ ધારે છે કે પોતાથી બને તેટલો બીજા ઉપર ઉપકાર કરી લેવો. દાખલા તરીકે:—જ્યારે એક વાઈસરાય વિલાયત જાય અને બીજો આવે તે વખતે જે હક્ક પ્રજા માગે તે આપવા ખુશી હોય છે, વળી કોઈ પરદેશ જતું હોય તે વખતે છોકરાં, બ્રાહ્મણ, પાડોશી, સગાંસંબંધી વિગેરેની પ્રીતિ મેળવી જાય છે, અને જ્યારે પાછા આવે છે ત્યારે બધા સામે લેવા જાય છે. એવીજ રીતે દિવસ જયારે ઉગે અને રાત્રિ રજા લે અથવા રાત્રિ આવે અને દિવસ અસ્ત થાય તે વખતે પ્રજા શુદ્ધ મનથી જેવી ઈચ્છા કરે તેવું ફળ મળે છે. કારણ કે સૂર્યદેવમાં એવી શક્તિ છે કે પોતાના માત્ર સ્વભાવથીજ સર્વ જગતનું કલ્યાણ કરી શકે. તડકાથી હવા સુધરે છે, જીવજંતુનો બગાડો અટકે છે, દુર્ગંધ

દૂર થાય છે, પાણી નિર્મળ બને છે; પૃથ્વીમાં વનસ્પતિ ઉગે છે; મનુષ્યના શરીરમાં સ્ફુર્તિ આવે છે અને આળસ તજી પોતાના કાર્ય પરાયણ થવામાં પ્રાણીમાત્ર આનંદ પામે છે. જો આવી શક્તિ સૂર્યની સ્વભાવિક છે તો પછી આપણે આપણા સુખરૂપ સાધન માટે ખાસ તેને વિનંતી કરવી અને તેની ઉપાસના નિર્મળ મન રાખી કરવી. જો તે ઉપાસનાથી ફળ માગીએ તો જરૂર આપણો સંકલ્પ સિદ્ધ થાય છે. જેમ ખેડુત જમીન ખેડી રાખે છે અને વરસાદ અન્નની ઉત્પત્તિ ધારી આપે છે, તેમજ આપણે આપણી બુદ્ધિરૂપી ખેતરને સારી ભાવનારૂપી ખેતીથી તૈયાર કરી રાખી હોય તો તે સૂર્યદેવનું અસાધારણ તેજ આપણને વિદ્યા, તપ, તેજ અને આબાદી આપે છે. આ સંધ્યાના સમયમાં આપણાં નિદ્રા અને જાગૃતિનું જોડાણ હોય છે; એટલે સવારમાં નિદ્રા મટતી હોય અને જાગવાનું શરૂ થતું હોય, અથવા સાંજે જાગૃતિ ઓછી થતી જતી હોય છે અને નિદ્રા આવતી હોય છે તે વખતે આપણું મન પોતાની શક્તિને પ્રસારતું હોય છે અગર લીન કરતું હોય છે તે વખતે મનમાં મેલ થોડો હોય છે. આસપાસની લાલચો દૂર હોય છે. પંખી, પશુ તથા બીજા પ્રાણીની સ્થિતિ પણ શાંતિમય હોય છે. સર્વત્ર શાંતિ પ્રસરેલી હોય છે એટલે મન સ્થિર થઈ શકે છે, અને જ્યારે મન સ્થિર હોય છે, ત્યારે મહા સુખ મળે છે, તે વખતે ઇશ્વર અર્પણ બુદ્ધિથી જે સંકલ્પ થાય છે તેનું ફળ જરૂર મળે છે. આપણા શાસ્ત્રમાં કહ્યું છે કે સંધ્યા ન કરવાથી પાપ થાય છે પણ કરવાથી કંઇ વિશેષ ફળ નથી એનું કારણ એ છે કે જેમ સ્નાન નહિ કરવાથી શરીર બગડી જાય પણ નાહવાથી કાંઈ વિશેષ જાડું ન થાય તેમ જો સંધ્યા ન કરીએ તો મનમાં મેલ ચડતો જાય

છે તેથી મન બગડે છે. દુષ્ટ વિચારો (મન) કરે છે. ન ખાવાના ખોરાક તરફ વૃત્તિ ખેંચાય છે. કામ, ક્રોધ, લોભ, ઈર્ષા વિગેરે દુર્ગુણો વધે છે અને તેથી આ લોક કે પરલોકમાં દુઃખ થાય છે. સંધ્યા કરવાથી આપણા પાપ આપણી નજરે આવે છે, આપણને તેનો પશ્ચાતાપ થાય છે, આપણી ભૂલ માટે ક્ષમા માગવામાં આવે છે તેથી આપણે વધુ પાપ કરતા અટકીએ છીએ; અથવા જેમ બને તેમ થોડાં પાપ કરવા ધારીએ છીએ. આથી મન નિર્મળ થાય છે અને આપણને એક જાતનું સુખ પ્રાપ્ત થાય છે. સંધ્યામાં પ્રાણાયામ આવે છે એથી પેટના રોગો દૂર થાય છે, હૃદયની અંદર ચિત્ત સ્થિર થાય છે, મગજની અંદર જ્ઞાન ખીલે છે અને આખા શરીરમાં લોહી પુષ્ટી આપતું રહે છે. ભસ્મ લગાડવાથી નીચે પ્રમાણે ફાયદા થાય છેઃ-(૧) શરીરની દુર્ગંધ બહાર નીકળતી અટકે છે, (૨) બહારના જીવ જંતુઓ વ્યાધિ કરી શકતા નથી, (૩) આ જગત્ કાંઈ નહતું એમાંથી ઉત્પન્ન થયું છે, અને પાછું ક્યાં જશે એનો પત્તો નથી એવી ભાવના કરાવે છે, (૪) અગ્નિ જેમ પોતાની અંદર આવેલી વસ્તુને ખાખ કરી નાખે છે, એવી રીતે પોતાના અનેક જન્મ જન્માંતરના કર્મોને જ્ઞાનાગ્નિ ખાખ કરી નાખે છે એવી ભાવનાથી જ્ઞાનવાળી બુદ્ધિ થવાને સુચવે છે, (૫) જો સામાન્ય રાખ કે જેના ઉપર કાંઈ મંત્ર ભણવામાં આવતા નથી અથવા તો જે રાખ ઉત્તમ પદાર્થોની બનેલી હોતી નથી તેવી રાખમાં આવા ફાયદા છે, તો પછી યજ્ઞમાં ઘી, તલ, શ્રીફળ, સોપારી, સર્વૌષધી, પીપળો, સમી વિગેરે પદાર્થોને હોમી દેવોને અર્પણ કરી બનાવેલી મહા પવિત્ર ભસ્મ શું ફાયદો ન કરે તે કહી શકાતું નથી! આચમન શા માટે લેવાં? માત્ર મેલ તોડનારૂં સાધન જળ છે. એ જળ પૃથ્વી કરતાં હલકું છે અને

પૃથ્વી એમાંથી ઉત્પન્ન થઈ છે. વળી જળમાં એવો ખાસ ગુણ છે કે પોતાના આધારથી બનેલ ચીજને કદી બૂડાડે નહિ પણ ઉંચી રાખે વળી જેટલી ઉંચાઈથી જળ નીકળે તેટલી ઉંચાઈએ પાછું જાય છે. ( The water seeks its own level ) આ ઉપરથી જળ એ પવિત્ર કરનારૂં, પોતા સમાન બળ આપનારૂં અને ઉત્તમ ગતિને પ્રાપ્ત કરાવી રક્ષણ કરનારૂં છે. એ જળની અંદર આપણા મનનો વિચાર પ્રેર્યો હોય તો તે વિચાર તે જળ દ્વારા સિદ્ધ થાય છે. માટે બ્રાહ્મણો સંકલ્પ કરી જળ મૂકે છે, અને તેથી ધાર્યું કામ પાર પડે છે. આવા કારણને લીધે સંધ્યા વંદનમાં તે પદાર્થોની આવસ્યકતા=જરૂર છે. સંધ્યા કરવાનો વખત જેમ પોતાનો શિક્ષક વર્ગમાં આવે તે પહેલા હાજર રહેવું જોઇએ અને તે દાખલ થાય ત્યારે ઉભા થઈને નમસ્કાર કરવા જોઇએ અને જ્યારે જાય ત્યારે પણ વંદન કરવું જોઇએ. તેવી રીતે સૂર્ય નારાયણ જ્યારે દર્શન આપે અને વિદાય થાય ત્યારે આપણે શુદ્ધ મન. તન અને વાણીથી ઉભા થઈ વંદન કરવું જોઇએ અને ઉદય અને અસ્ત દશામાં એક રૂપતા આપણી પણ રહે એમ ઈચ્છવું જોઇએ.

જે પુરૂપ જનોઈ ધારણ કરતો નથી તેને શ્રી ગાયત્રીનું દર્શન નથી. કારણ સંધ્યાવંદનના પ્રયોગદ્વારા ગાયત્રી શક્તિનું આહ્‌વાહન થાય છે. બહિરન્તર્ શુદ્ધિથી, ભસ્મમય ભાવનાથી, જલ બળના સંકલ્પ દાર્ઢ્યથી તથા શ્રીગાયત્રીના મંત્રનો ઉચ્ચાર થવાથીજ તે શક્તિ પ્રસન્ન થાય છે. તેથી અદષ્ટ ફળ અર્પી કૃતકૃત્ય કરી પરમપાવન કરનારી ગાયત્રીદેવી પ્રસન્નતાપૂર્વક સૂર્યદેવદ્વારા સ્વપ્રકાશ પરમ સુખરૂપ પ્રતિ પ્રેરે છે. જ્યારે મનુષ્ય મરે છે ત્યારે તેના શબને યજ્ઞની આહૂતિરૂપે અગ્નિદ્વારા તે પ્રાણીના ઈષ્ટદેવને આધીન કરાય

છે. તેથી યજ્ઞોપવીત કે જે દ્વિજનું ઈતર દેવોના વિઘ્નોમાંથી સંરક્ષક છે તે જે પુરૂષો યથાવિધિ ધારણ કરતા નથી તેને આહૂતિરૂપે અગ્નિદેવ સ્વીકારતો નથી તેથી તેમના ઇષ્ટને પ્રાપ્ત ન થતાં પરમ દુર્દશાને પામે છે માટે જનોઇ ધારણ કરવીજ જોઇએ. સંધ્યા વન્દન કરવુંજ જોઇએ. શ્રીગાયત્રીની પ્રસન્નતાપૂર્વક શ્રીસૂર્યનારાયણની સ્તુતિ કરવાથીજ ઐહિક આમુષ્મિક સુખ પામવા ધર્મ સમજવોજ જોઇએ. જે પુરૂષો જનોઇ પહેર્યા વિના અમે હિન્દુ છીએ, વૈષ્ણવ છીએ વગેરે ભારતભૂમિના પુત્ર થવાના હક્કદાર થવા માગતા હોય તેણે નક્કી સમજવું કે જેમ નાટકના વેશથી ખરું રૂપ પ્રાપ્ત થતું નથી તેમજ ફોકટ બોલે વા માને દ્વિજપણું આવતુંજ નથી. તો પછી ઈશ્વર દર્શનની આશા ખોટી. બલકે મનુષ્ય અવતારનું કાર્ય રખડી પડે છે. ધારો કે જેવી ભાવના તેવું ફળ મળે છે. માટે કદાચ વૈકુંઠમાં વાસ મળે પણ તે જો સર્પરૂપે અગર દૂતરૂપે મળે અગર વિપરીત કર્તવ્ય કરવા માટે પ્રાપ્ત થાય તો તે ઈષ્ટજ ન હોય, માટે આ ચર્મચક્ષુથી તથા મનને ફાવે તેવા તર્કથી અગમ્ય માર્ગનો પ્રકાશ શાસ્ત્ર દર્શન વિના થાય નહિ માટે શાસ્ત્રોમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખી યથાવિધિ કર્મ થાય તોજ તે ફળ મળે નહિતર શાસ્ત્ર કહે છે કે જે પુરૂષ ભારતભૂમિમાં જન્મી, દ્વિજ થઈ, જનોઈ પહેરી સંધ્યા ન કરે તો તે સદા આ લોકમાં અપવિત્ર છે અને મુવા પછી કૂતરો થાય છે એ યથાર્થ છે.

सन्ध्या येन न विज्ञाता सन्ध्या येनाऽनुपासिता ।
सजीवन् शूद्रता मेति मृतश्च श्वाभि जायते ॥

गोभिल.

सन्ध्याहीनोऽशुचि र्नित्य मनर्हः सर्व कर्मसु ।

यदन्यत् कुरुते कर्म न तस्य फलभाग् भवेत् ॥

માટેજ પ્રત્યક્ષ સૂર્યદેવ કે જેના અનન્ત ઉપકારો છે, જે નિઃસ્પૃહતાથી રક્ષા કરે છે, અને પોતે નિયમમાં રહે છે, તેનો જે પુરૂષ વિધિપૂર્વક સંધ્યાવંદન અને ગાયત્રીના જપદ્વારા સત્કાર નથી કરતો તે સમાન કોઇ કૃતઘ્ની અને આત્મહત્યારો નથી. માટે વિષયોની હદ રાખી, નિયમથી વર્તી, શાસ્ત્રવિહિત ભોગદ્વારા યોગ સાધવા શ્રી સૂર્યદેવની પ્રસન્નતા પ્રાપ્ત કરવી કે જેથી પરમ કરૂણાળુ, સર્વશક્તિવાન્, સર્વવ્યાપક સાક્ષાત્ વિષ્ણુસ્વરૂપ, વિશ્વમૂર્તિ, જગન્નિયંતા, સર્વનો સાક્ષી શ્રીસૂર્યદેવ સદા સર્વને સુખસંપત્તિ, શાન્તિ અને દીર્ઘાયુષ્ય અર્પે.

आरोग्यं भास्करादिच्छेत् धनमिच्छेद् हुताशनात् ।

मोक्षं महेश्वरादिच्छेत् ज्ञानमिच्छेज्जनार्दनात् ॥



## स्वराज प्रतिमा दर्शन.

ब्रह्मा विष्णु रुद्र हुताशौरविचन्द्रा ।
विन्द्रो वायुर्यज्ञ इतीत्थं परिकल्प्य ॥
एकं सन्तं यं बहुधाहुर्मति भेदात् ।
तं संसार ध्वान्त विनाशं हरि मीडे ॥

પ્ર૦ ૧—સ્વરાજ્ય એટલે શું ?

ઉ૦—સ્વ એટલે પોતે અને રાજ્ય એટલે જેથી લોકો નિયમમાં વર્તે એવી સર્વનું હિત કરનારી સત્તા. એ પ્રમાણે સ્વરાજ્યનો અર્થ એવો છે કે રાજા અને પ્રજા સર્વના લાભ જાળવી સુખી રહે એવું બંધારણ.

પ્ર૦ ૨—એવું બંધારણ કોણ કરી શકે ?

ઉ૦—જે રાજા એમ સમજે કે પોતે પ્રજાના સમાન ભાવથી બધા હક્ક જાળવનાર વિશ્વાસુ વ્યવસ્થાપક છે તેથી પ્રજાનાં ધન વગેરેનો ઉપયોગ પ્રજાનાં સુખ સંપત્તિ અને શાન્તિ વધારવામાં કરવાનો છે પણ પ્રજાને દુઃખી કરી બહારથી બીજા સુખી દેખે એવો દેખાવ કરી કેવળ પોતાની મોજમઝા માટે ઉપયોગ કરવાનો નથી તે રાજા પ્રજાના વિશ્વાસપાત્ર માણસોને અધિકાર આપી આવું બંધારણ કરી શકે. રાજા ચોખ્ખી દાનતથી પ્રજાના સુખમાં પોતાનું સુખ અને ભૂષણ માની, પોતે પણ ઈશ્વરનો જવાબદાર છે એમ સમજતો હોય, પ્રજાને પોતાના હક્ક ભોગવવા સ્વતંત્રતા આપવા ઈચ્છતો હોય, અને તે પ્રકારે પ્રજાને યોગ્ય બનાવી વિશ્વાસ મેળવતો હોય તે પ્રજાને સત્તા આપી સ્વરાજ્યનું બંધારણ બાંધી શકે.

પ્ર૦ ૩—રાજસત્તા અને પ્રજાસત્તામાં શું ફેર છે?

ઉ૦—રાજસત્તામાં રાજાની ઇચ્છાજ અમલમાં આવે તે ઈચ્છા વિરૂદ્ધ કોઈ કંઈ પણ બોલી શકે નહિ એવી સત્તાને રાજસત્તા કહે છે. અને પ્રજાસત્તામાં પ્રજાનો મત શું છે તે જાણી સુધારો વધારો કરી પ્રજાની ધારણા પાર પાડવા રાજા સંમતિ આપે છે એટલો ફેર છે.

પ્ર૦ ૪—સ્વરાજ્યથી શું ફાયદો થાય?

ઉ૦—પ્રજા પોતાનાં દુઃખને મટાડવા પોતાના બધાં સાધન કામે લગાડે. દેશમાં આવક કેમ વધે, જાવક કેમ ઓછી થાય, આબાદી કેમ પ્રસરે, વિદ્યાહુન્નર કેમ વધે અને પોતાના સાધનોનો ભોગ પોતે કેમ વધુ લઇ શકે તેવા ઉપાયો યોજવા છૂટથી પોતાના અભિપ્રાયો દર્શાવી ગેરવ્યવસ્થા, અનીતિ અને મનની મુંઝવણ મટાડી શકે.

પ્ર૦ ૫—આવો યોગ કયારે બને?

ઉ૦—જ્યારે પ્રજામાં એકસંપ થાય, મનોવિચાર એકસરખા થાય, કોમ કોમના રાગદ્વેષ દૂર થાય, જનસમાજનું હિત જાળવવા લાયક નિઃસ્વાર્થી વ્યક્તિઓ ( પુરૂષો ) કેળવણી પામી યોગ્ય થાય, અને રાજકીય વ્યવસ્થાને શોભાવી શકશે એવો સંપૂર્ણ ભરોસો રાજાનો મેળવી શકે ત્યારે આવો સ્વરાજ્યનો યોગ બને.

પ્ર૦ ૬—કેવી કેળવણીથી આવી યોગ્યતા મેળવી શકાય?

ઉ૦—જુદી જુદી કોમની શારીરિક, માનસિક, આર્થિક, નૈતિક, વ્યાવહારિક અને પારમાર્થિક સત્તા કેવી અને કેટલી છે, કેટલે અંશે તેનું ઐકય થઈ શકે છે, કેવી રચનાથી રાજતંત્ર આબાદ નભી શકે, નિપજ ખર્ચનો સંપૂર્ણ અનુભવ મળે, વ્યાપાર,

ઉદ્યોગ, કેળવણીની હરીફાઈમાં કેટલો જય કેવી રીતે મળે, અને ન્યાય, નીતિ, કેળવણી તથા પ્રજાસંરક્ષણ અર્થે સુધરાઈ, સેના વગેરેના બધા ખુલાસા આપી શકાય તેવી શક્તિ જે કેળવણી આપી શારીરિક આરોગ્યતા, નૈતિક મનોબળ અને નિઃસ્વાર્થ પ્રેમ પ્રસારી શકે તે કેળવણીથી સ્વરાજ્ય ચલાવવાની યોગ્યતા મેળવી શકાય.

**પ્ર૦ ૭—આવી કેળવણી કેમ લઈ શકાય?**

ઉ૦—શુદ્ધ હૃદયથી ગુરૂ શાસ્ત્રના વચન ઉપર વિશ્વાસ રાખી શાસ્ત્ર બતાવે તેવા વિધિથી અભ્યાસ કરવાથી આવી કેળવણી મળે છે.

**પ્ર૦ ૮—શુદ્ધ હૃદય એટલે શું?**

ઉ૦—હૃદય એટલે જ્ઞાનને રહેવાનું સ્થાન. જ્ઞાન અજ્ઞાનરૂપી અંધકારથી ઢંકાઈ ગયું છે તેથી અહંકાર, અભિમાન, દમ્ભ અને અદેખાઈથી અશુદ્ધ બને છે. તેવી ભાવના વિના, શાસ્ત્ર કહે છે તે સત્યજ કહે છે અને ગુરૂ કહે છે તે શાસ્ત્રના પ્રમાણથી અનુભવપૂર્વકજ કહે છે એવી દૃઢ શ્રદ્ધાવાળાં હૃદયને શુદ્ધ હૃદય કહે છે.

**પ્ર૦ ૯—શાસ્ત્ર એટલે શું?**

ઉ૦—જે વસ્તુ આંખે દેખાય છે અને કાને સંભળાય છે તે વસ્તુ તેવીજ છે કે જુદી જાતની છે તથા તેથી વધુ બીજી કોઈ ચીજ છે કે કેમ તથા કોઇ વસ્તુ મેળવવા ઈચ્છા હોય પણ તે કેમ અને કયાંથી મળે તે ન જણાતું હોય એવી બધી જાતના નિર્ણયથી અદ્રશ્ય વસ્તુનો જે બોધ આપે અને બુદ્ધિને ખીલાવી પાકી સમજ આપે તથા હિતકારી વિધિ કરવા કહે તેને શાસ્ત્ર કહે છે.

પ્ર૦ ૧૦—આંખે દેખાય અને કાને સંભળાય તે શિવાય બીજા પદાર્થો છે ?

ઉ૦—શાસ્ત્રનો અભ્યાસ કરવાથી તે કયા છે, અને કેવા છે તે જણાય છે.

પ્ર૦ ૧૧—કયા શાસ્ત્રનો અભ્યાસ કરવાથી અદૃશ્ય પદાર્થો જાણી શકાય ?

ઉ૦—દેશ, કાળ અને પદાર્થની અપેક્ષાએ અનેક શાસ્ત્રો છે, દરેક ચીજ કેમ ઉત્પન્ન થાય છે, ટકે છે અને નાશ પામે છે, વગેરે કાર્ય કારણનો વિચાર દર્શાવનાર સાધન અનન્ત છે. કોઈ દેશમાં, આ લોકમાં સૌથી વધુ સુખી કેમ થવાય તેવો પ્રયાસ કે જેને પ્રવૃત્તિ કહે છે તેનેજ મુખ્ય ગણવામાં આવે છે. કોઈ દેશમાં, આ પદાર્થો દેખાય છે તે બધા નાશ પામે છે તથા મેળવવામાં જેટલું કષ્ટ ભોગવવું પડે છે તેટલું સુખ આપનારા નથી એમ માની જેમાં દુઃખ નહિ પણ સુખ ઘણું હોય તેવી વસ્તુ મેળવવાનો યત્ન કે જેને નિવૃત્તિ કહે છે. તેને મુખ્ય ગણે છે, માટે જેને જે ફાવે તેવે રસ્તે જવા તેવું જ્ઞાન મેળવવા તે જાતનાં શાસ્ત્રનો અભ્યાસ કરે. રસાયણશાસ્ત્ર, ભૂસ્તરશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાન વગેરે પ્રવૃત્તિશાસ્ત્ર છે, જ્યારે ધર્મજ્ઞાનનાં શાસ્ત્રો નિવૃત્તિશાસ્ત્ર છે. તેના અભ્યાસથી અદૃશ્ય તત્ત્વનો બોધ થાય છે.

પ્ર૦ ૧૨—ભારતભૂમિના બાળકો માટે કયો અભ્યાસ હિતકારી છે ?

ઉ૦—ભારતભૂમિનાં બાળકો કોણ મનાય તે સમજ્યા પછી જાણી શકાય.

પ્ર૦ ૧૩—ભારતભૂમિનાં બાળકો કોણ મનાય?

ઉ૦—ભારત શબ્દનો અર્થ વિચારતાં ભા એટલે જ્ઞાન અને રત એટલે રાજી—એટલે જ્ઞાનમાંજ જેઓ મગ્ન રહે છે એવા નિવૃત્તિમય પુરૂષોના વંશજો ભારતભૂમિનાં બાળકો કહેવાય છે. પણ કાળ અને વસ્તુસ્થિતિને અનુસરીને જેનો જન્મ ભરતખંડમાં થયલો હોય છે અને ઘણા વખત થયા રહેવા લાગ્યા છે તેઓ પણ ભારતભૂમિનાં બાળકો કહેવાય છે. તેથી હિન્દુ, મુસલમાન, પારસી, યુરેઝીઅન વગેરે બધા (Indians) હિન્દના વત્ની ગણાય છે પણ ખરી રીતે તો ભારતભૂમિના ધર્મશાસ્ત્ર પ્રમાણે જે વર્તે અને જેના પૂર્વજો ભરતખંડમાંજ પ્રથમથી નિવાસ કરતા આવ્યા હોય તેને હિન્દુ અગર ભારતભૂમિના બાળકો ખરી રીતે કહી શકાય છે.

પ્ર૦ ૧૪—ધર્મ એટલે શું?

ઉ૦—જે કર્મથી જીવન ઉત્તમ ગતિમાં ધારી શકાય, પરિણામે પણ દુઃખ ન થાય અને જેને પાળવાથી સર્વ સુખી થાય એવાં કર્મને ધર્મ કહે છે.

પ્ર૦ ૧૫—એવાં કયાં કર્મ છે?

ઉ૦—ધીરજ, ક્ષમા, મન ઉપર દાબ, ચોરીથી દૂર રહેવું, પવિત્રપણું, ઈન્દ્રિયોને કબજે રાખવી, બુદ્ધિની સ્થિરતા, સદ્‌વિદ્યા, સત્ય અને ક્રોધ કરવાથી દૂર રહેવું આ દશ ધર્મનાં લક્ષણો છે.

પ્ર૦ ૧૬—આ ધર્મનું ફળ શું?

ઉ૦—શ્રેષ્ઠ રાજ્ય, સંપત્તિ, સુખભોગ, ઉત્તમ કુળમાં જન્મ, સારૂં રૂપ, વિદ્વત્તા, દીર્ઘાયુ અને આરોગ્ય આ સઘળું ધર્મનું ફળ છે.

પ્ર૦ ૧૭—આવો કયો ધર્મ છે?

ઉ૦—આવો ધર્મ સનાતન ધર્મ છે.

પ્ર૦ ૧૮—સનાતન ધર્મ એટલે શું?

ઉ૦—સનાતન એટલે જગતની જ્યારથી ઉત્પત્તિ થઈ ત્યારથી સત્યરૂપે એકરૂપે ચાલ્યો આવેલો ફેરફાર વિનાનો જુનામાં જુનો. સત્ય અને પ્રિય બોલવું, પણ સત્ય છતાં અપ્રિય અને પ્રિય છતાં અસત્ય એવું કદી બોલવું નહિ, પરોપકાર કરવાથી પુણ્ય થાય છે અને બીજાને દુઃખ દેવાથી પાપ થાય છે, જે મરણ પછી પણ પાછળ ચાલે છે તે મિત્રરૂપ ધર્મ સનાતન ધર્મ છે. જેને હણવાથી પ્રાણી હણાય છે અને જેની રક્ષા કરવાથી જે રક્ષા કરે છે તે સનાતન ધર્મ છે.

પ્ર૦ ૧૯—આ ધર્મ કોનો છે?

ઉ૦—આ ધર્મ હિન્દુનો છે.

પ્ર૦ ૨૦—સનાતન ધર્મ હિન્દુ ધર્મજ છે તેનું કારણ શું? બીજા ધર્મમાં ઉપર લખેલ લક્ષણ કે ફળ નથી?

ઉ૦—ઉપર લખેલા ૧૦ લક્ષણો તથા ફળ સર્વ ધર્મનાં છે. ધર્મ બે પ્રકારના છે. સામાન્ય ધર્મ અને વિશેષ ધર્મ. સામાન્ય ધર્મ બધાનો એકજ છે. પણ વિશેષ ધર્મ જુદો જુદો હોય છે. બીજા ધર્મો સનાતન કહેવાતા નથી, કારણ કે જેવો હિન્દુ ધર્મ પૃથ્વીપરના સર્વ વિદ્યમાન્ ધર્મોમાં જુનો છે તેવો બીજો ધર્મ નથી એટલુંજ નહિ પણ હિન્દુ ધર્મમાં સત્ય તત્ત્વ બતાવેલાં છે તે કોઈ પણ દિવસ નાશ નહિ પામે પરંતુ જેને સેવવાથી સર્વ પ્રાણીઓના હૃદયમાં અખંડ અવિનાશી સુખ મેળવવાની ઈચ્છા છે તે તૃપ્ત થઈ તેનું સુખ પામે છે. માટે તેને સનાતન ધર્મ કહેછે.

પ્ર૦ ૨૧—આવો ધર્મ કયા શાસ્ત્રથી જાણી શકાય ?

ઉ૦—સનાતન ધર્મ જાણવાનો મૂળ આધાર વેદ છે. विद् એટલે જાણવું એ ધાતુ ઉપરથી જ્ઞાનરૂપ વેદ ચાર પ્રકારે અનુભવાયા છે. તેનાં નામ ઋગ્, યજુર્, સામ્ અને અથર્વ. દેવોને કેમ પૂજવાં વગેરે વિધિ બતાવનાર કર્મકાણ્ડ, ઉપાસનાકાણ્ડ અને જ્ઞાનકાણ્ડ આત્મક આ વેદો છે. આકાશમાં જેમ વ્યાપક વિજળી છે તેમ વેદ ધ્વનિ સર્વ કાળમાં સર્વ સ્થળે વ્યાપક છે. અતિ સૂક્ષ્મ બુદ્ધિદ્વારા સમાધિ અવસ્થામાં આ વેદનું શ્રવણ થાય છે માટે શ્રુતિ કહેવાય છે. તેનો કોઈ કર્તા નથી માટે અપૌરૂષેય મનાય છે. પરિપકવ બુદ્ધિથીજ આ વેદ સમજાય છે. બીજા માટે મનુ, યાજ્ઞવલ્કય, પરાશર વગેરે ઋષિમુનિઓએ વેદ સમજ્યા પછી સ્મરણપૂર્વક લખેલું છે, તેને સ્મૃતિઓ કહે છે તેથી ઉતરતી કોટીના મનુષ્યો માટે પુરાણો છે. જેમાંથી જગતની ઉત્પત્તિ તથા ત્યાર પછીના દૈવી ઈતિહાસનું વર્ણન, રમુજભરેલા દાખલા અને વાર્તાઓદ્વારા આપણને મળે છે. જે અર્થ વેદ અને સ્મૃતિઓ દર્શાવે છે, તેજ અર્થ પુરાણો દર્શાવે છે. સ્મૃતિઓમાં મનુષ્ય જીવનની રહેણી, વ્યવહાર વગેરેના સર્વ નિયમો પણ દર્શાવ્યા છે. આ ઉપરાંત માતા, પિતા, ભાઇ, બ્હેન, વગેરે તરફ કેમ વર્તવું એવા સામાન્ય નીતિના બોધ સહિત ધર્મનાં મૂળ તત્ત્વોની સમજ આપનારા રામાયણ તથા મહાભારત નામના બે ઈતિહાસો છે. એ પ્રમાણે ગુરૂ મુખે શ્રુતિ, સ્મૃતિ, પુરાણ અને ઇતિહાસથી આપણે ધર્મ સમજી શકીયે છીયે.

પ્ર૦ ૨૨—ગુરૂ કોણ કહેવાય ?

ઉ૦—ગુરૂ વિના જ્ઞાન થતું નથી. आचार्यवान् पुरुषो वेद

એ શ્રુતિ કહે છે કે જેને ગુરૂ હોય તેનેજ શાસ્ત્રનું જ્ઞાન થાય છે. જે એવું જ્ઞાન આપે કે એક વસ્તુ જાણવાથી બધી વસ્તુનું જ્ઞાન થાય. **एकेन विज्ञातेन सर्वं विज्ञातं भवति** તે જાણવા પછી બીજું જાણવું રહે નહિ, એવું ઈશ્વરનું પરમહિતકારી જ્ઞાન આપે તેજ ગુરૂ કહેવાય.

પ્ર૦ ૨૩—ઇશ્વર શું છે?

ઉ૦—સર્વજ્ઞ, સર્વ શક્તિમાન્, સર્વ વ્યાપક એક વસ્તુ કે જેમાં જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે, જે અનાદિ અનન્ત છે, જે પરબ્રહ્મ, પરમાત્મા, સચ્ચિદાનન્દ સ્વરૂપ છે તે ઇશ્વર છે. **एकमेवा द्वितीयम्** ( એકજ જેના શિવાય બીજું નથી ) એટલે જે સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદથી રહીત છે એવા ચૈતન્ય સ્વરૂપને ઇશ્વર કહે છે.

પ્ર૦ ૨૪—એવા ઈશ્વરનું જ્ઞાન શી રીતે થાય છે?

ઉ૦—ઈશ્વર એકજ છે છતાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણ રીતે પ્રતીત થાય છે. બ્રહ્મારૂપે સૃષ્ટિ રચે છે, વિષ્ણુંરૂપે સૃષ્ટિ ચલાવે છે અને રક્ષણ કરે છે અને મહેશરૂપે મૂળ સ્વરૂપમાં લય કરે છે માટે ત્રિમૂર્તિરૂપ ઈશ્વર કહેવાય છે. આ ત્રણ મુખ્ય રૂપ છે. એ શિવાય જ્યાં જેવી જરૂર ત્યાં તેવા રૂપે દેખાય છે.

પ્ર૦ ૨૫—એક જાણે બધું શી રીતે જણાય?

ઉ૦—શ્રુતિના અર્થને જાણનાર, ઇશ્વર પરાયણ રહેનાર અને હિતકારી ઉપદેષ્ટા સદ્ગુરૂની પાસે જઈ પોતાને પ્રિય એવી વસ્તુનું અર્પણ કરી પ્રસન્નતા મેળવી પ્રણિપાત, પરિપ્રશ્ન અને સેવાથી શ્રદ્ધા, તત્પરતા અને ઇન્દ્રિયના નિગ્રહ પૂર્વક ઉપદેશ ગ્રહણ કરવાથી આવો બોધ મળે છે.

પ્ર૦ ૨૬—એવી કઈ વસ્તુ છે કે જે જાણ્યા પછી કાંઈ જાણુવાનું રહે નહિ ?

ઉ૦—પિણ્ડ ( દેહ ) થી બ્રહ્માણ્ડ, જીવથી શિવ અથવા અવિદ્યાથી વિદ્યા જાણ્યા પછી કાંઈ જાણુવાનું રહેતું નથી.

પ્ર૦ ૨૭—દેહરૂપી પિણ્ડ કેમ જણાય ?

ઉ૦—શ્રી ગજાનનના વાહન મૂષક રૂપે નિત્યાનિત્યને વિચાર કે જે ભોગવૃત્તિને ચોરી યોગવૃત્તિને વધારે છે તે સુવિચારથી પિણ્ડને જણાય.

પ્ર૦ ૨૮—શ્રી ગણેશના વાહનનું આહ્વાહન શી રીતે કરવું ?

ઉ૦—હું કોણ છું ? આ શરીર કેમ પેદા થયું ? આને કર્તા કોણ છે ? અને આ શેમાંથી બન્યું ? એ પ્રશ્નથી સુવિચાર કર, જેથી શ્રી સરસ્વતીના જગત્ વૈચિત્ર્યના દર્શક, ઇશ્વરની એક કલાના વિસ્તાર સૂચક મયરની ઉર્ધ્વ ગતિથી તે વિચાર બ્રહ્માજીના હંસ કે જે કર્મ પ્રમાણે ફળ આપી નિશ્ચયરૂપ બની સાર ગ્રહે છે તે દ્વારા શ્રી વિષ્ણુ ભગવાન્‌ના ગરૂડરૂપ બોધામૃત કે જેથી કર્મ તથા તેનાં ફળને અનિત્ય, અસાર અને દુઃખમય ઠરાવી સુખરૂપ જ્ઞાનમાં પ્રવેશ કરાવી શ્રી મહેશના આનન્દ મૂર્તિ, તપ, જ્ઞાન, યજ્ઞ અને દાનરૂપી ચાર પગવાળા અને જે જ્ઞાનથી વૈરાગ્યમાં અધિક સુખ દર્શાવી મોક્ષ એજ મનુષ્ય અવતારને મુખ્ય ધર્મ છે એમ સુચવી ધર્મ સ્વરૂપ નન્દીથી એકતાનતા કરાવી શ્રી મહેશની કૃપા પ્રાપ્ત કરી કૃતકૃત્ય કરશે તથા જ્ઞાનયુક્ત સદાચારથી બ્રહ્મવિદ્યાને મહિમા પ્રગટ કરી સ્વરાજ્યનું સામ્રાજ્ય પદ આપશે.

પ્ર૦ ૨૯—સર્વ કર્મમાં શ્રી ગણેશને નમસ્કાર કરવાનું આ કારણ છે કે કોંઇ બીજું ?

ઉ૦—જ્યારે કોઈ શુભ કામનો આરંભ કરવો હોય ત્યારે શ્રી ગણેશને નમસ્કાર કરવાનું કારણ આગળ સમજાવેલું છે એ ઉપરાંત એમાં આશય એવો છે કે કર્તાએ પોતાની સ્થિતિ, સંપત્તિ, દેશ, કાળ, પાત્ર વગેરેનો પૂરો વિચાર કરી તે કાર્ય કરવા માંડવું. માટેજ બ્રાહ્મણ ભણે છે કે **शुद्धि बुद्धि सहिताय विघ्नहराय श्री गणेशायनमः** એ એમ સૂચવે છે કે મનની શુદ્ધિથી બુદ્ધિ ઠેકાણે રાખી બધે નજર કરી આગળ પાછળનો વિચાર કરી કામ કરશો તો વચ્ચે વિઘ્ન નહિ આવે અને પરિણામે સુખી થશો. તેથી મોહમાં આવી ફૂલાઈ ગજા ઉપરાંત તાણુતાણીથી ખર્ચ વગેરે ન કરવા ભલામણ કરે છે એમ સમજવું.

પ્ર૦ ૩૦—વિચારથી એક શરીરના શોધનથી આખા જગત્નું જ્ઞાન મેળવવા વિચારને જુદી જુદી ભાવનામાં દોરવા શું શું કરવું જોઇએ ? અને કેવી રહેણી કરણી રાખવી જોઇએ ?

ઉ૦—૧ પોતાના વર્ણાશ્રમના ધર્મ પાળી મનોબળ તપથી મેળવી ઈશ્વરની પ્રીતિ પ્રાપ્ત કરી આ દૃશ્યમાન્ પદાર્થ, અનિત્ય, જડ અને દુ:ખરૂપ છે એમ સમજી નિત્ય, ચૈતન્ય, સુખરૂપ તત્ત્વને શોધવા માટે પ્રાણીઓનાં શરીર ઉપર દૃષ્ટિ કરતાં મનુષ્ય શરીર જ આવા વિચારની પૂરી યોગ્યતા ધરાવે છે. માટે તેનો ખ્યાલ કરવો જેથી એકજ શરીરના વિચારથી દેવતાઓ ઈશ્વરનાં જુદાં જુદાં સ્વરૂપ મનાય છે તેનું ઐકય સમજાય છે અને તેથી પોતાના શરીરની બહાર કોઈ પણ ચીજ મેળવવા અપેક્ષા રહેતી નથી. શરીરમાં પાંચ જ્ઞાનેન્દ્રિય છે તેના દેવતા સૂર્ય, અશ્વિનિકુમાર, દિશા વગેરે છે. પાંચ કર્મેન્દ્રિય છે તેના દેવતા અગ્નિ, વાયુ વગેરે છે. શરીરના દરેક અવયવના દેવતા માનેલા છે પણ તે

સર્વનો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રિપુટીમાં સમાવેશ થાય છે અને ત્રિપુટી આત્મક દેવોને એક ચૈતન્ય સ્વરૂપજ અનુભવવાના છે. પ્રથમ વિચારથી પોતે દેહથી અલગ આત્મા જીવ કે ચેતનરૂપ છીએ એમ સમજાય છે કારણ કે જે જેને જુવે તે તેનાથી જુદોજ હોવો જોઈએ. દેહ દશ્ય છે અને પોતે દષ્ટા છે માટે દેહથી અલગ છે. વળી શરીર પ્રાપ્ત થયા પહેલાં જીવ હતો કારણ પૂર્વજન્મના કર્મનાં ફળ ભોગવવા પ્રારબ્ધરૂપ શરીર હોય છે તે ભોગ પૂરા થયે નવાં કર્મનાં ફળ ભોગ માટે જુદું શરીર હોવું જોઈએ, અને દરેક જુદા શરીરને અનુભવનાર પોતે એકજ હોવો જોઇએ એવા અનુભવ વડે જાણ્યા પછી જે ચૈતન્ય ઈશ્વર ત્રિમૂર્તિરૂપ મનાય છે તેજ પોતે જીવ છે એમ નિશ્ચય થાય છે. પુનર્જન્મ માનવાથીજ, તરતનાં જન્મેલ બાળકને પ્રથમ માતાના સ્તનપાન કરવાના પૂર્વના સંસ્કારનો, અકૃત અભ્યાગમ અને કૃત હાનિ તથા ઉંચ નીચ, સુખી દુઃખી વિગેરે ભેદથી ઈશ્વરની નિર્દયતા વિગેરે દોષોનો બુદ્ધિના ભેદનો તથા કરણી પાર ઉતરણી, આઘાત પ્રત્યાઘાત અને વાવે તેવું લણે એ કહેણીઓનો ખુલાસો થઇ શકે તેમ છે. જેમ જુનાં કપડાં બદલી નવાં ધારીએ છીએ તેમ જુનાં શરીરો બદલાય છે-પણ જીવ બદલતો નથી-માત્ર, અવ્યાપક શરીર ઉપાધિથી અલ્પજ્ઞ જીવ કહેવાય છે. જે પોતામાં રહેલી વસ્તુને પોતારૂપ દેખાડી પોતે અલગ રહે તેને ઉપાધી કહે છે. શરીરમાંજ બ્રહ્મલોક, વિષ્ણુલોક અને શિવલોક છે. સત્ત્વ, રજસ્ અને તમોગુણનાજ પરિણામ વાત, પિત્ત અને કફ છે. જ્યારે કોઇ પણ ક્રિયા થાય છે ત્યારે ત્રણે ગુણોથી ત્રણે દેવોની પ્રવૃત્તિ સાથેજ છે. ત્રણે લોકમાં ત્રણે દેવોની સત્તા વ્યાપેલીજ છે, માટે વિશેષ સ્થૂલ દષ્ટિ વિના જુદા માની શકાય તેમ નથી.

ભોજન કરતા હોઇએ ત્યારે અન્ન જળની વ્યવસ્થા બ્રહ્મા કરે છે તેજ વખતે વિષ્ણુ તેનો સ્વાદ અને શિવ ક્ષુધા નિવૃત્તિ પામતી જાય છે તેનો આનન્દ લે છે તેમ ક્રિયા માત્રનું સમજવાનું છે.

જેમ જગતનો કોઈ પણ ભાગ ત્રણ ગુણ વિનાનો નથી તેમ શરીરનો કોઈ પણ ભાગ વાત, પિત્ત અને કફ વિનાનો નથી. છતાં ન્યૂનાધિકયના વિષમપણાને લીધે તે તે સ્વરૂપ મનાય છે. શરીરનો બ્રહ્મરંધ્રથી ભ્રકુટી સુધીનો ભાગ કૈલાસ, ભ્રકુટીથી કાળજા સુધીનો ભાગ વૈકુણ્ઠ અને કાળજાથી કમ્મર સુધીનો ભાગ બ્રહ્મલોક છે. સર્વ પદાર્થનું ઉત્પત્તિસ્થાન પેટ છે માટે પેટજ બ્રહ્મલોક છે. સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એવા ત્રણે શરીરનો ચિતાર સાથેજ ધારવાનો છે. અન્તઃકરણ આખા શરીરમાં વ્યાપે છે માટેજ ઇન્દ્રિયોનું અધિષ્ઠાન છે. હાથ પગ ત્રણ લોકના આધાર રૂપ છે. ઉદર રૂપે બ્રહ્મલોકમાં પાર્થિવ પદાર્થો વિશેષ રહે છે માટે ભૂર્ લોક પણ કહેવાય. પેટમાં અનાજ પચી રૂધિર બની સમાન વાયુદ્વારા શરીર વૃદ્ધિ પામે છે, જીવન તત્વ ઉત્પન્ન થાય છે અને મળમૂત્રદ્વારા શરીરને પ્રતિકૂલ તત્ત્વનો નિસર્ગ થાય છે. પેટ શુદ્ધિ વિના શરીર આરોગ્યવાળું રહે નહિ તેમ બ્રહ્માની સંકલ્પ શુદ્ધિ વિના સૃષ્ટિ ઉત્પન્ન થાય નહિ. પેટના ગુણો ઇષ્ટ છે પણ અનિષ્ટ પદાર્થથી મીશ્રીત હોવાથી પ્રશંસાપૂર્વક બ્રહ્માની પ્રતિમા કવચિત્ પૂજાય છે. પણ માતા પિતાને બ્રહ્મારૂપે પૂજવા વિધાન છે. અને વડિલોના આશીર્વાદથી આયુષ્ય વધે છે એમ શાસ્ત્ર કહે છે તેનું કારણ પણ માતા પિતા આદિ વડિલો બ્રહ્મારૂપ હોવાથી તેમના સંકલ્પ પ્રમાણે ફળ મળે છે. પેટના રોગ તપાસવામાં વૈદ સ્પર્શ કરે છે, સોજા કાઠિન્યતા

વગેરેથી રોગને જાણે છે. માટે સ્પર્શ અસાધારણ ગુણ હોવાથી ઉદર કે જે વાયુથી ચડે છે તેજ વાયુલોક કે બ્રહ્મલોક છે.

યોગશાસ્ત્ર પ્રમાણે વિચાર કરતાં શરીરમાં સાત ચક્રો છે. જે અક્ષરરૂપે ગોઠવાયેલાં છે. ગુદા અને લિંગની વચ્ચે અગ્નિના વર્ણ જેવું આધાર ચક્ર છે. તે સ્થળથી અન્તર્મુખ વૃત્તિ કરવાનો આરંભ થાય છે માટે તે ચક્રમાં શ્રી ગણેશનું ધ્યાન કરવામાં આવે છે. બીજું લિંગ ઉપર ગુપ્ત પ્રદેશમાં સૂર્યના વર્ણ જેવું સ્વાધિષ્ઠાન ચક્ર છે. તે ઉત્પત્યાત્મક હોવાથી બ્રહ્માનું ધ્યાન તે ચક્રથી ધરાય છે. ત્રિજું નાભિ દેશમાં રકતવર્ણ મણિપૂરક ચક્ર છે. ત્યાંથી સમાન વાયુનો પ્રચાર છે તથા સંસ્થિતિને પુષ્ટિ મળે માટે વિષ્ણુનું ધ્યાન ત્યાંથી શરૂ થાય છે. હૃદયમાં સોનાના વર્ણ જેવું અનાહત ચક્ર છે. ત્યાંથી વિકાર અટકવા માંડે છે અને ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત થાય છે માટે મહાદેવનું ધ્યાન કરવામાં આવે છે. કણ્ઠ દેશમાં ચંદ્રમાં જેવા વર્ણવાળું પાંચમું વિશુદ્ધ ચક્ર છે. ત્યાંથી અવિદ્યા નિવૃત્તિ થતી જાય છે માટે જીવાત્મા કે જે અવિદ્યાથી ઢંકાયેલો છે તેનું ધ્યાન થાય છે. છઠ્ઠું ચક્ર ભ્રકુટીની વચ્ચે રાતા રંગનું આજ્ઞાચક્ર છે તે સ્થાનમાં વિદ્યાનો પ્રકાશ થાય છે અને ઉત્પત્તિ, સ્થિતિ તથા લયની પ્રેરણા થાય છે માટે જ્ઞાનદાતા ગુરૂનું ધ્યાન ધરાય છે. ત્યાંથી નિર્ગુણ નિર્વિકાર તત્ત્વનું સ્ફુરણ થાય છે. તેની ઉપર નિરંતર સચ્ચિદાનન્દ જ્યોતિઃસ્વરૂપ શુદ્ધ સ્ફટિક વર્ણ જેવું બ્રહ્મરંધ્ર ચક્ર ૭ મું છે. તેમાં વ્યાપક પરબ્રહ્મનું ધ્યાન કરવામાં આવે છે. આ ચક્રને ૧૦૦૦) હજાર પાંખડી છે માટે પુરૂષ સૂકતમાં સહસ્ત્ર શીર્ષાની સંજ્ઞા અપાયેલી છે. શરીરમાં રોજ આખા દિવસમાં

એકવીશ હજાર છસો શ્વાસ લેવાય છે. તેનો હંસ રૂપે ઉચ્ચાર થાય છે. હંકારથી શ્વાસ બહાર નીકળે છે અને સકારથી ફરી દાખલ થાય છે. આ પ્રમાણે હંસ હંસ એમ જપ જીવ જપે છે. તેના સગુણ ધ્યાનમાં ચિત્તની એકાગ્રતા માટે પ્રાણનો નિરોધ કરવા માટે ક્રમ નીચે પ્રમાણે છે. પ્રથમ છસો ગણેશજીના ધ્યાન ધરતાં રોકવા. ૭, ૭, હજાર બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવજીના ધ્યાનમાં અર્પણ કરવાના અને એક એક હજાર જીવ, ગુરૂ અને પરબ્રહ્મના ધ્યાનમાં અર્પણ કરવાથી ચિત્તનું એકાગ્રપણું થાય છે. તેથી બ્રહ્મચર્યાદિ સાધનસંપન્ન પુરૂષને ઈશ્વરના અનુગ્રહથી એક કરોડ જપ આવા થયા પછી ચિણી, ચિંચણી, ઘંટા, શંખ, વીણા, તાલ, બંસી, મૃદંગ, ભેરી અને મેઘ જેવા દશ નાદ શ્રવણ થાય છે. નવ પ્રકારના નાદનો ત્યાગ કરી બ્રહ્મભાવ પ્રાપ્ત કરવાનું સાધન મેઘનાદ છે તેથી તેનો અભ્યાસ યોગીઓ મુમુક્ષુઓ રાખે છે. આ દશ નાદના ફળ દર્શાવેલાં છે. પ્રથમ નાદથી ચિંચણી જેવો શબ્દ પ્રતીત થાય છે. બીજા નાદથી શરીરમાં અંગ તુટે એવી અસર થાય છે. ત્રીજાથી ચિત્ત ખિન્ન થાય છે. ચોથાથી માથું ધ્રૂજે છે. પાંચમાંથી તાળવું ઝરે છે. છટ્ટાથી અમૃતનું પાન થાય છે. સાતમાંથી ગુહ્ય પદાર્થોનું જ્ઞાન થાય છે. આઠમાંથી પરાવાચાની પ્રાપ્તિ થાય છે. નવમાંથી દિવ્યદ્રષ્ટિ અને અન્તર્ધ્યાન શકિત થાય છે અને દશમાથી પરબ્રહ્મસ્વરૂપ થાય છે. આ પ્રકારે પરબ્રહ્મ સાથે ઐકય થવાથી મન લીન થાય છે તેથી સર્વ સંકલ્પ વિકલ્પનો ક્ષય થાય છે. તેથી જન્મજન્માંતર સંચીત કરેલાં પુણ્ય અને પાપ નાશ પામે છે અને તેથી શિવશકિત સ્વરૂપ બની સર્વવ્યાપક સ્વયંજ્યોતિઃ શુદ્ધબુદ્ધ નિત્ય નિરંજન બ્રહમરૂપ થઇને પ્રકાશે છે. અર્થાત્ પુરૂષ કૈવલ્ય મોક્ષ

પદ વિષે સ્થિત થાય છે. ગુરૂના બોધથી હંસ હંસ શબ્દો ઉલટા થાય છે અને સુષુમ્ના નાડીમાં सोऽहम् सोहम् એમ મંત્રયોગ પ્રાપ્ત થાય છે.

गुरुवाक्यात् सुषुम्नायां विपरीतो भवेज्जपः ।
सोहं सोहमिति प्राप्तो मंत्र योगःसउच्यते ॥

વળી, શાંભવી મુદ્રાનું લક્ષણ એ છે કેઃ—

अन्तर्लक्ष्यं बहिर्दष्टिर्निमेषोन्मेष वार्जिता ।
साभवेच्छांभवी मुद्रा सर्वतंत्रेषु गोपिता ॥

ચિત્તવૃત્તિના લક્ષ્યને શરીરની અન્દર ધરી અર્ધિ ખુલ્લી આંખોથી દૃષ્ટિને નાસિકાના અગ્રભાગ વિષે એક ટક સ્થિર કરવી એ શાંભવી મુદ્રા છે જે સર્વ શાસ્ત્રોમાં ગુપ્ત છે. સગુણ અને નિર્ગુણ એ બે પ્રકારે ધ્યાન અસ્ખલિત તૈલ ધારાની પેઠે ચિત્ત-વૃત્તિને સ્થિર કરવાથી પ્રાપ્ત થાય છે. આ પ્રકારે હઠ, લય અને મંત્રયોગથી ઇન્દ્રિય નિગ્રહદ્વારા ચિત્ત સ્થિર કરવામાં અનેક દર્શનથી અવલંમ્બન પુરઃસર કાર્ય સાધિ શકાય છે પરંતુ તેમાં અનેક વિઘ્ન અને પ્રતિકૂલતા આવે છે. સર્વથી સરલ માર્ગ રાજયોગ છે. જેનું લક્ષણ ચિત્તની વૃત્તિને રોકવી એવું છે. ચિત્તની વૃત્તિ (૧) પ્રત્યક્ષ આદિ પ્રમાણ રૂપ, છીપમાં રૂપાની ભ્રાન્તિ થાય છે તેવા ભ્રમરૂપ (૨) વિપર્યય, (૩) વિકલ્પ, (૪) નિદ્રા અને (૫) સ્મૃતિ આ પાંચ પ્રકારની વૃત્તિયો છે. તે સર્વનો જેમાં જ્ઞાનપૂર્વક નિરોધ થાય છે તેવી અસંપ્રજ્ઞાત સમાધિને રાજયોગ કહે છે. તેમાં સર્વ યોગોનો સમાવેશ થાય છે.

राजंतं दीप्यमानंतं परमात्मान मव्ययम् ।
प्रापये देहिनां यस्तु राजयोगः सकीर्तितः ॥

ઉપર પ્રમાણે યોગના વિચારથી પણ અનુભવાય છે કે પેટ એજ બ્રહ્મલોક છે. તથા છાતિ હૃદયાકાશ એજ વૈકુણ્ઠ છે. વૈદ્ય હૃદયના ધબકારાને સાંભળી જીવનતત્ત્વ પ્રાણનું માપ કરે છે. તેથી શબ્દ જેનો અસાધારણ ગુણ છે એવું આકાશજ વિષ્ણુ લોક છે. જે ચૈતન્યશક્તિ બ્રહ્મારૂપે અન્નજળના ભાગ કરી જાઠર પ્રદીપ્ત કરી, જીવનતત્ત્વ વીર્યને નિપજાવી, મળમૂત્રને તજાવી, સર્વ અવયવોને પોષી જાગ્રતિ દર્શાવે છે, તેજ શક્તિ વિષ્ણુરૂપે રૂધિરના સત્ત્વાંશને હૃદયમાં પ્રસારી, જીવનના કેન્દ્રસ્થાનને પ્રાણરૂપે પુષ્ટિ અર્પી, સર્વ ભોગોની ભાવનાને પ્રદીપ્ત કરી, દૈવી તથા આસુરી સંપત્‌ને દીપાવી રહી છે તેનું ધ્યાન હૃદયમાંજ થાય છે.

हृत्पद्मेऽष्टदलोपेते कन्दमध्यात्समुत्थिते ।
द्वादशांगुलनालेस्मिं श्चतुरंगुल वन्मुखे ॥

प्राणायामैर्विकसिते केशरान्वित कार्णिके ।
वासुदेवं जगद्योनिं नारायणमजं विभुम् ॥

चतुर्भुज मुदारांगं शंख चक्र गदा धरम् ।
किरीट केयूरधरं पद्मपत्र निभेक्षणम् ॥

श्री वत्स वक्षसंश्रीशं पूर्णचन्द्र निभाननं ।
नीलोत्पलदलाभासं सुप्रसन्नं शुचिस्मितं ॥

शुद्ध स्फटिक संकाशं पीतवास समच्युतम् ।
पद्मस्थ स्वपदद्वंद्वं परमात्मान मव्ययम् ॥

प्रभाभिर्भासयद्रूपं परितः पुरुषोत्तमम् ।
मनसालोक्य देवेशं सर्वभूत ह्यादिस्थितम् ॥
सोहमात्मेति विज्ञानं सगुणं ध्यानमुच्यते ॥

કેન્દ્ર સ્થાનથી બાર આંગળ ઉંચે છે નાળ જેની, મધ્યમાં ચાર આંગળ વિસ્તારવાળાં, તથા રેચક પ્રાણાયામના અભ્યાસથી વિકાસતાં આઠ પાંદડાના હૃદયકમલમાં સર્વ જગત્‌ના કારણરૂપ અજન્મા અને વ્યાપક ચાર હાથવાળા ઉદાર અંગ તથા શંખ, ચક્ર, ગદા અને પદ્મ જેણે હાથમાં ધારણ કર્યા છે, સામ્રાટ્પદ સૂચક મુકુટ અને કેયૂરાદિ અલંકારથી શોભતા અને નીલાં કમળજેવા શ્યામ વર્ણવાળા, તથા પ્રસન્ન અને મન્દમન્દ હાસ્યયુક્ત મુખવાળા, શુદ્ધ સ્ફાટિક મણિયોની જેવી પ્રભાવાળાં પીળાં વસ્ત્ર ધારણ કરેલા, કમલ જેવા કોમળ ચરણવાળા, પોતાના તેજથી સર્વ તરફથી પ્રકાશતા સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેલા લક્ષ્મી પતિ વિષ્ણુ ભગવાન છે તે હું છું. એ પ્રકારે એકાગ્ર ચિત્તથી અભેદ ચિન્તન કરવું. તેને સગુણધ્યાન કહે છે. આનું નામ વિષ્ણુ ધ્યાન છે. માટે હૃદયસ્થાનજ વૈકુણ્ઠ છે. વળી સર્વ ઈન્દ્રિયોના ઉદ્ભવ, સ્થિતિ અને આરામનું સ્થાન હૃદય છે માટે ગો ( ઈન્દ્રિય ) લોક પણ તેજ છે. ભ્રકુટીથી આંખ, કાન, નાક વગેરે સાકાર પદાર્થના ભોગને અનુકૂલ તત્ત્વરૂપ છે માટે વિષ્ણુની પ્રતિમાં મનુષ્યાકૃતિરૂપે પરમપૂજ્ય ગણાયછે અને તેથીજ બ્રહ્મલોકનાં મળમૂત્રનાં દ્વાર કે પેટના વિકારો પ્રતિમામાં કલ્પાતા નથી. હૃદયગત રૂધિર રાતા રંગનું છે અને રજોગુણરૂપ છે માટે પ્રભુ

શ્રી (લક્ષ્મી) વત્સ (પ્રિયતા મૂર્તિ) લાંછન (આચ્છાદન) વાળા કહેવાય છે અને રૂધિર પ્રવૃત્તિને પોષે છે માટેજ રક્ત વર્ણનું કુંકુમ (હળદરમાંથી બનેલું–હળદર લોહી સુધારનાર છે.) મયભાવના રાખવા માટે વૈષ્ણવો તિલકજ કુંકુમનું કરે છે. અને રજોગુણી મંગળ કાર્યમાં સર્વને ઉપયોગી છે. પિતૃઓનું શ્રાદ્ધ કરવામાં વિષ્ણુનુંજ પૂજન થાય છે. તેનું કારણ એ છે કે શ્રદ્ધાથી વિશ્વાસથી જે કામ કરવું તેને શ્રાદ્ધ કહે છે. શ્રદ્ધા એ હૃદયનો ગુણ છે. શુદ્ધ હૃદયની શ્રદ્ધાથીજ આ કાર્ય ફળે છે. હૃદયાકાશના ચૈતન્ય દેવ વિષ્ણુ છે. **ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ॥** ઈશ્વર વિષ્ણુ સર્વ ભૂતોના હૃદયમાં વસે છે. પિતૃઓનાં શરીર વાસનારૂપ હોય છે, તેથી આકાશ તત્ત્વરૂપે તેઓ વસે છે. માટે આકાશરૂપ વ્યાપક તત્ત્વને નિયમાવનાર શ્રીવિષ્ણુને જેમના નિમિત્તે અર્પણ કરવામાં આવે છે, તેમને સહસ્રઘણું મળે છે. કોઈ અતિ પ્રશ્ન કરે છે કે મુવેલાને આ લોકના પદાર્થો અર્પણ કરવાથી તેઓને શી રીતે મળે? બ્રાહ્મણો શું ટપાલની પેટી છે કે જેને મિષ્ટાન્નથી તૃપ્ત કરીએ એટલે પિતૃઓ તૃપ્ત થાય? આનો નિર્ણય એવો છે કે જન્મજન્માન્તરની વાસનાની જાળમાંજ પ્રાણીઓ જીવે છે. પિતાના ગુણોનો વારસો પુત્રને મળે છે તેમ જેમાં મમત્વ ધારેલું હોય છે તે વસ્તુની વાસના છૂટતીજ નથી. જો સન્યાસથી વાસના જીવતાંજ છોડી દીધી હોય તો મૃત્યુ સુખકર થાય છે, અને શ્રાદ્ધથી વાસના તૃપ્ત કરવાની આવશ્યકતા નથી. પણ પરાણે મૃત્યુને શરણ થવાથી વાસના આબાદ રહે છે, અને જીવને પાછો ખેંચે છે તેથી તેની સદ્ગતી થતી નથી માટે સંકલ્પદ્વારા વાસના શાંત પાડવા, શ્રાદ્ધ કર્મ થાય છે, તેથી જીવને પિતૃલોક છોડી ઉત્તમ લોકમાં જવાની મદદ મળે છે અને દુઃખ મટે છે. બ્રાહ્મણ એ

અગ્નિરૂપ છે. બ્રહ્મા ( વાયુ ) ના બે ગુણ છે, શબ્દ અને સ્પર્શ. જેમ વાયુમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે ( वायोरग्निः ) અને તેથી શબ્દ, સ્પર્શ અને રૂપ આ ત્રણ ગુણો અગ્નિના છે, અને તેની આહુતિ અગ્નિને અપાય છે તે તેને પહોંચાડે છે તેમ બ્રહ્મામાંથી બ્રાહ્મણ ઉત્પન્ન થાય છે ( ब्राह्मणोऽस्य मुखमासीत् ) બ્રાહ્મણો મુખ એટલે પ્રથમ અંગ છે. તેમાં દેવ, પિતૃઓ અને જગતના પદાર્થોના રૂપને ઓળખવાની શક્તિ રહેલી છે. તે શક્તિ તેઓ શાસ્ત્રદ્વારા વધારે પ્રકાશે છે. માટે જે ગોત્ર, શાખા, પર્વ વગેરેથી યજમાન માટે પ્રતિગ્રહ કરે છે તેને તે હૃદયના શુદ્ધ સંકલ્પથી વિષ્ણુદ્વારા આપે છે અને પોતે સાક્ષી રહે છે. માટે મૂર્ખ બ્રાહ્મણ પણ દેવ વગેરેનો આડતીઓ સમજવાનો છે. બ્રાહ્મણોની જે નિન્દા કરે છે તે મહા પાપી છે એમ શાસ્ત્ર કહે છે. તેનું કારણ એમ પણ છે કે ગમે તેવાં દુષ્ટ આચરણ બ્રાહ્મણ કરે તોપણ ઈતર વર્ણને તે પૂજ્ય અગર ઉપેક્ષ્ય રહે છે. પણ જો તેની નિન્દા થાય તો તેના પાપના ભોગી નિન્દા કરનાર થાય છે એટલુંજ નહિ પણ બ્રાહ્મણનું હૃદય બહુ કચવાય તો તેના દેવો અને પૂર્વજો જેઓ પરમ માનનીય હોય છે તેઓ પણ દુભાય છે અને નિન્દક શ્રાપિત થાય છે. માટે શ્રુતિ કહે છે કે રાજા અને આચાર્યરૂપ બ્રાહ્મણો અનિન્દ્ય છે. ( राजाचार्यौ वनिन्द्या वनिन्द्यौ ) તેથી બ્રાહ્મણોને અગ્નિ સ્વરૂપ સમજી તેઓનો આદર કરવો. તેઓને શાસ્ત્ર ભણવા માટે સર્વ પ્રકારે મદદ આપવી અને સત્ય વસ્તુઓનો બોધ કરતાં જરા પણ વિઘ્ન કરવું નહિ. એટલુંજ નહિ પણ પોતાને ગમે તે પ્રમાણે વર્તવા ફરજ પાડી ધર્મભ્રષ્ટ કરવા નહિ. એ પ્રમાણે શ્રાદ્ધ વિધિથી પણ સિદ્ધ થાય છે કે નિર્મળ હૃદય એજ વૈકુણ્ઠ છે. વળી દાન દયા અને દીનતા, પરોપકાર, પ્રસન્નતા

અને પવિત્રતા એ વૈષ્ણવોના મુખ્ય ધર્મ છે તેજ ગુણો હૃદયના છે. તેથી હૃદય કરૂણાદિથી આર્દ્ર રહે છે માટે વિષ્ણુલોક એજ ભૂવર્ લોક છે. તેથી હૃદયકમલમાં તૈલધારા જેવી વૃત્તિના પ્રવાહરૂપે વિષ્ણુનું ધ્યાન ધરાય છે. તે ધ્યાન રસરૂપ છે અને ભોગની ઈચ્છાપૂર્વક એવી ભાવના રહે છે માટે ભક્તિરસ એજ વૈષ્ણવોનો પરમરસ છે. માટે ભક્તિનાં ફલ જ્ઞાનમાં વિશેષ પ્રવૃત્તિ થતી નથી. તેથી વૈષ્ણવોમાં ૯૯ ટકા અજ્ઞાની જનોની સંખ્યા છે અને આંધળી શ્રદ્ધા છે તેનો લાભ સ્વાર્થી કપટી મનુષ્યો પ્રભુને નામે લઈ અર્થના અનર્થ કરી મહા પાતકી વર્તનમાં પ્રેરી માનવદેહ અફલ કરાવે છે તેઓની શી દશા થશે તે ઠાકોરજી જાણે! રાગદ્વેષ રહીત ભાવ વિષ્ણુનો છે તો તેના ભકતોએ સમજવું જોઈએ કે સમબુદ્ધિ રાખી કોઇનો દ્વેષ કરવો નહિ. પોતાનુંજ ઉત્તમ છે એમ વૃથા અભિમાન કરવું નહિ. વિષ્ણુ ભક્તિ સર્વ માન્ય છે અમૂક વર્ગનો ઈજારો નથી. જેનો વેદ ધર્મ છે તેણે વિષ્ણુ ઉપાસના આવશ્યકજ છે. વિષ્ણુને ધરાવ્યા વિના શ્રૌતસ્માર્ત વર્ગ ભોજન કરી શકતા નથી તેથી ગણેશ, મહાદેવ, વિષ્ણુ, સૂર્ય અને અન્નપૂર્ણા રૂપી પંચાયતન પૂજા રાખવી જોઇએ. જે મંદિરમાં ગણેશની મૂર્તિ નથી તે મંદિર દેવાલય નથી પણ અજ્ઞાનથી કે અવિચારથી થતા અનર્થરૂપ દોષાલય છે. ભક્તિ શબ્દનો અર્થ લોકો પોતપોતાને અનુકૂળ કરવા ધારે છે અને તેથી મૂળ આશય ભૂલી જઈ યથેષ્ટ આચરણરૂપ ભક્તિ કૂટાય છે. ત્રિકાણ્ડાત્મક વેદમાં કર્મ એ અવિદ્યા અને જ્ઞાન એ વિદ્યા છે. કર્મ અને જ્ઞાનને અંધારાં અને અજવાળાં જેવો વિરોધ છે. તેથી **ज्ञानाग्नि सर्वकर्माणि भस्मसात् कुरुतेऽर्जुन** એમ જ્ઞાનકર્મને ભસ્મ કરનાર કહેલું છે માટે એ બન્નેને ટકાવી રક્ષણ કરનાર **भज्** ધાતુથી શરૂ થતિ ભાવવાચક ક્તિ

પ્રત્યયે વિરામતી આ ભક્તિ છે. भज् એટલે ભાગ કરવા એ ઉપ-રથી ભક્તિ એટલે પરમ પ્રેમની ઉત્કૃષ્ટ ભાવના કે જેથી કર્મનું ફળ ચિત્તશુદ્ધિ ( **चित्तस्य शुद्धये कर्म** ) અને ચિત્તશુદ્ધિથી કર્મ અનિત્ય છે અને તેનાં ફળ પણ અનિશ્ચિત, દુ:ખરૂપ અને નાશી છે એમ એક ભાગ પાડી દેહથી થતા કર્મમાંથી આસક્તિ ઉઠાડી નિત્ય અવિનાશી સુખ મેળવવા સ્થૂલ દૃષ્ટિથી સાકાર મૂર્તિ મનોહર શ્રી વિષ્ણુ ભગવાન છે તેને શ્રી લક્ષ્માનારાયણ રૂપે અગર પૂર્ણ અંશ અવતાર શ્રી કૃષ્ણરૂપે અથવા બીજા અંશરૂપે ઉપાસનાની પ્રીતિરૂપ ભક્તિને વચ્ચે રાખવાથી ( **भक्ति ज्ञानाय कल्प्यताम्** ) પરમતત્ત્વ પ્રભુની ઓળખાણ કરવા ભક્તિ છે. કર્મ અને ભક્તિરૂપ ઉપાસના પુરૂષોને આધીન છે માટે મનુષ્યો ફાવે તેમ તેનો ઉપયોગ કોઈ સકામ કોઇ નિષ્કામ કરે માટેજ શ્રીકૃષ્ણ કહે છે કે (**यथे-च्छासि तथा कुरु**) પણ કર્મ તું કરીશ પણ ફળનો અધિકાર તને નથી. **कर्मण्ये वाधिकारस्ते मा फलेषु कदाचन** ) અને તેથી ધન, યૌવન અને અજ્ઞાનના મદથી મહાન્ અનર્થ પ્રભુના નામે થતા દિસે છે. તેમાં પુરૂષો કરતાં મહા અજ્ઞાની સ્ત્રીઓથી શું અનર્થ થાય છે તેનો ખ્યાલ આવતો નથી. સ્ત્રીઓને પતિ વિના પ્રભુ કોઈ છેજ નહિ. ગમે તે સ્થિતિ હોય પણ ભક્તિને નામે શારીરિક ભોગ આપવા લેવાનો વિધિ છેજ નહિ. આથી બુરા હાલ વિધવા બાળાઓના છે. ધનાઢ્ય વૈષ્ણવોએ ખૂબ સમજવાનું છે કે સર્વ દેશીય સામાન્ય કેળવણીથી અબળાઓને સબળા બનાવવી જોઇએ. અનર્થના પાશમાં પડતાં અટકાવવી જોઈએ. **स्त्रीषु दुष्टासुवार्ष्णेय जायते वर्णसंकर:** એ પાઠ ખૂબ યાદ કરવો જોઈએ. અને **संकरस्य च कर्ता स्याम्** એ ભય જેવો શ્રીકૃષ્ણને હતો તેવોજ ભય સર્વને રહેવો જોઇએ. શરીરના લંપટ વ્યવહારથી પોતાની એબ ઉઘાડ-

વાથી, જૂઠાણુ ખાવાથી પ્રભુ રાજી કદી થતા નથી. રામાવતારમાં પ્રભુએ માણસે કેમ વર્તવું જોઈએ એવું દાખલો બેસારી વર્તી દેખાડયું અને કૃષ્ણાવતારમાં તેવાં વર્તન રાખવાની જગન્નિયંતાને પણ જરૂર પડે છે એમ ગીતાથી ગાઈ દેખાડયું છતાં રામચંદ્રના વર્તનથી ચેત્યા નહિ, અને કૃષ્ણના બોધને માન્યો નહિ પણ પોતાને ફાવે એવા પશુપામર વ્યવહારમાં કૃષ્ણના ચરિત્રનું વર્તન કરવાથી, સંપ્રદાય શુદ્ધિ નષ્ટ થઈ, ભક્તિ ઠેકાણે આસક્તિ પેઠી અને અસલ ચૂકી નકલી ભગવાનને રાજી રાખવા મહા પરાક્રમ સમજાયું આમ જાણી પ્રભુ સ્તબ્ધ થઇ ગયા, મૌન ધારણ કર્યું. જડ જેવા નિશ્ચેષ્ઠ થયા અને હાથ જોડી જય જયના અવાજ કરતા કેવળ વિષયને આધીન દમડી ચમડીના ચોર ઠગ બગ ભકતોની શું દશા થશે તે વિચારમાં લીન થઇ આશ્ચર્ય પામી નિદ્રારહીત થયા છે. રાતદહાડો ઉભા ને ઉભાજ છે, શું કરવું તેનો હજી નિર્ણય કરી શકયા નથી અને ભકતોના દમ્ભી ભાવથી અનેક મહા મૂલ્યવાન્ ભોગો પામે છે, પણ લક્ષ્મીજી સામે પણ જોઇ શકતા નથી તો પછી ભોગ શી રીતે ભોગવવાના હતા! ભલેને પડદા ખેંચ્યાજ કરો અને માનો કે પ્રભુ પોઢયા છે, ઉઠયા છે; પણ પરમકૃપાળુ દીનદયાળ ભક્તવત્સલ કેવળ વાણીની કે ધનથી લોભાય એવા નથી. આચરણે જ્યાં સુધી પવિત્ર નહિ થવાય ત્યાં સુધી પ્રભુનો પડછાયો પણ નહિ દેખાય. જુવોને કોઈને પ્રભુએ આટલા દિવસમાં એમ કહ્યું કે તમારે મનોરથ પૂર્યો અગર તમારી ભક્તિથી પ્રસન્ન થયો છું. જેવા આવો તેવા જાઓ અને નફામાં ધક્કા, મૂક્કી અને ઝાપટ ખાઓ; માટે પ્રિય બંધુઓ ચેતો, પ્રભુ કેમ રાજી છે તેનો પૂર્ણ વિચાર કરો, નિષ્પક્ષપાત દષ્ટિથી મૂળ શાસ્ત્ર જુઓ, અગમ્ય માર્ગની શોધ કરો અને ખરી વિદ્યા

ઉપનિષદ્ આદિને ઉત્તેજન આપી ધન, શક્તિનો સદુપયોગ કરો. અહિં પૂર્વના કર્મ અનુસાર ભોગયોગે ગમે તેમ કરશો પણ આગળ પોપાંબાઈનાં રાજ નથી. આચાર્યો, ગુરૂઓ, શિક્ષકો, ઉપદેષ્ટાઓ, વક્તાઓ, કેળવણીખાતાના નિયંતાઓ તથા સ્વદેશ ભૂમિના ખરા ભક્તો, ખૂબ યાદ રાખજો કે નિઃસ્પૃહતા, ધર્મતત્પરતા, આત્મભોગ, ખરાં સર્વ માન્ય, સર્વે હિતકારી તત્ત્વોની ખરી સમજ, સર્વને અનુકરણીય શ્રેષ્ઠ આચાર, ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળનું સમ્યગ્ જ્ઞાન જ્યાં નથી ત્યાં ઉન્નતિની આશા નથી, વિદ્યાની વૃદ્ધિ નથી દેશની આબાદી નથી અને અગમ્ય અદૃષ્ટ માર્ગની સહીસલામતી નથી. માટે ક્ષણિક સુખાભાસના તેજમાં, આત્મશ્લાઘાની લહેરમાં, સત્તાના આવેશમાં શ્રધ્ધાના પ્રવેશમાં કીર્તિના મિથ્યા અભિમાનના અભિ નિવેશમાં, સ્વચ્છન્દના કેફમાં, આપ વડાઈના ટેકમાં નૈતિક ઉત્થલપાથલના વિવેકમાં, ધાર્મિક પ્રથાના વિદ્વેષમાં, પરકીય પ્રકાશના ઉદ્દેશમાં, સ્વધર્મ વિનાશકના વેશમાં સન્માર્ગ ચૂકી ન્હેંકી સ્વાર્થપરાયણ વિશેષમાં ઉપદેશની અસર ટકશે નહિ અને જે જવાબદારી પ્રભુદ્વારથી માથે ઓરી છે તેમાં ખામી થવાથી પુણ્યને બદલે પાપના ભોગી થવાય છે. માટે હરકોઈ પ્રકારે પ્રજાને નીતિબળ આપી, વિજ્ઞાન વધારી, ખરાં હિતમાં પ્રસારી પરમ કલ્યાણ પ્રાપ્ત કરાવવામાં સંગિન શક્તિનો ઉપયોગ કરી પ્રભુને યશસ્વી દર્શાવી કૃતકૃત્ય થાઓ શરણાગતને સુખી કરી આશીર્વાદ લ્યો, અને તેથીજ પ્રભુ રાજી રહે છે એમ માનો અને શાસ્ત્રવિહિત સદાચારથી વર્તિ જનસમાજને વર્તાવો એમજ **यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरोजनः** શ્રી ભગવાન વિષ્ણુ કહે છે. આવું ઉત્કૃષ્ટ પારમાર્થિક હિતકર સદાચરણ એ ખાસ નિર્મળ હૃદયનો ગુણ છે માટે પણ હૃદયાકાશ એજ વિષ્ણુલોક વૈકુણ્ઠ છે.

અને દૈવી સંપત્ લક્ષ્મીજી છે. શ્રેષ્ઠ આચરણનો પ્રકાશ ગરૂડજી છે. માટે ભક્તિનું ખરૂં રૂપ સમજવાથી ભોગવાસના વૃદ્ધિ ન પામતાં જ્ઞાન અને વૈરાગ્યરૂપી પુત્રવતી થાય છે; પણ જ્યાં ભક્તિને બદલે ભટકતી દશા અજ્ઞાન વ્યાપ્યું ત્યાં જ્ઞાન સેંકડો યોજન દૂર હોય છે તો પછી વૈરાગ્યની વાતજ શી? માટેજ નકલી વૈષ્ણવો શિવ નામથીજ ભડકે છે અને ભસ્મ, રૂદ્રાક્ષ કે ભગવાનાં દર્શનથી અભડાઇ સ્નાન સૂતક માની નિન્દે છે. ધન્ય છે આવી અજ્ઞાનિ ઢોર મમત્વ અને મિથ્યા અભિમાનની મૂર્તિઓને! કોઈની નિન્દાથી, દ્વેષથી કે અપમાનથી પાપ થાય કે પુણ્ય તે પણ સમજે નહિ એને મનુષ્ય શી રીતે મનાય? વિચાર એજ મનુષ્યનો વિશેષ ધર્મ છે. સહેજ વિચારથી જણાય છે કે પ્રાણીમાત્રમાં વૈરાગ્ય છે, તેની પ્રતીતિ ભોજન કીધા પછી, મૈથૂન પછી અને સ્મશાને ગયા પછી જે વૃત્તિ થાય છે તેવી વૃત્તિ વિષે છે. આ સ્થિતિ અખંડ રાખવાની ઇચ્છાને કૈલાસગમન કહે છે. કારણ ભોગનો આનન્દ હૃદયમાં ભોગવાય છે પણ ભોગ સમાપ્ત થતાં આનન્દની વૃત્તિ વળે છે તે ચિન્તવન સ્વરૂપે માથામાં થાય છે. માટેજ બ્રહ્માથી ઉત્પત્તિ, વિષ્ણુથી સ્થિતિ અને રૂદ્રથી લય મનાય છે. આવી નિરપેક્ષ ઉદાસી વૃત્તિવાળા પ્રારબ્ધવશાત્ જે કાંઇ ભોગવિહિત રીતે મળે તે ભોગવવાથી પ્રસન્ન રહેનાર બ્રાહ્મણો છે જે સર્વ બીજા વર્ણના ગુરૂરૂપ પૂજ્ય છે ને શિવના ઉપાસક છે. માટે જે શિવથી વિમુખ રહેવા ઇચ્છે છે તે અમંગલ ચાહે છે, બ્રાહ્મણ નિન્દક છે, ગુરૂ દ્રોહી છે અને શ્રીકૃષ્ણનો દ્વેષી છે. કારણ ગીતામાં શ્રીકૃષ્ણ કહે છે કે "**रुद्राणां शंकर श्चाहम्**" રૂદ્રોમાં હું શિવરૂપ છું. માટે આવો દુરાગ્રહ રાખનાર વૈષ્ણવો નથી, પણ કેવળ અજ્ઞાનિ પામર મલીન હૃદયના નર પશુઓ છે. શિવનું હૃદય

વિષ્ણુ છે, અને વિષ્ણુનું હૃદય શિવ છે. એનું કારણ એ છે કે એ બન્ને એકજ છે. સંસારનું અજ્ઞાન મટાડનાર વિષ્ણુ રૂપ છે જ્યારે જ્ઞાનનું ફળ મોક્ષ આપનાર શિવરૂપ છે. માટે કહ્યું છે કે; ज्ञानमिच्छेजनार्दनात् मोक्षमिच्छेन्महेश्वरात् વળી બુદ્ધિ કપાળમાં રહે છે પણ તેનો વિકાસ હૃદયમાં થાય છે માટે હૃદય અને મસ્તકને ઓતપ્રોત સંબંધ છે તેમ કૈલાસ અને વૈકુણ્ઠને ઓતપ્રોત સંબંધ છે. તેથી શુદ્ધ ભક્તિ નિષ્કામ થતાં પ્રેમ વ્યાપે છે અને સંસારની આસક્તિ ત્રુટી જ્ઞાનમૂર્તિ ચૈતન્ય તત્ત્વમાં વૃત્તિ વિરામવા જતાં પરમકલ્યાણ મૂર્તિ વૈરાગ્યસ્વરૂપ શિવતત્ત્વ સિદ્ધ થતાં મુક્તિ પ્રાપ્ત થાય છે. માટેજ ચતુર્થાશ્રમી સંન્યાસીઓ પોતે નરદેહને નારાયણસ્વરૂપ માની બીજાને તે રૂપે દર્શન આપી કેવળ નારાયણ સ્મરણ કરે છે અને કરાવે છે. આ નિષ્ઠા ભારત ભૂમિની અદ્ભૂત અન્તિમ છે અને એ નિષ્ઠાવાન્ પુરૂષ न स पुनरावर्तते ફરી જન્મ મરણ પામતો નથી. કાળક્રમે આ નિષ્ઠાની પણ બહુધા નકલ કરાતી જોવામાં આવે છે. શાસ્ત્રને આધારે સંન્યાસ ઉત્તમ ગણાવી નારાયણરૂપ મનાવે છે; પણ સ્મરણ કેવળ લક્ષ્મીનુંજ હોય છે. સન્યાસીઓ, વૈદ થઈ પડે છે, દીકરા દેનારા ઓલીઆ થઈ પડે છે, ચાંદીના વાસણમાં આહાર કરનારા છે, છત્રિપલંગમાં શયન કરનારા છે અને રાત દિવસ વિધુવદના ચન્દ્રમુખીનું સ્મરણ અને સેવન કરનારા દેખાય છે. હજારો રૂપિયાની મૂડી ફેરવનારા, વ્યાજ ખાનારા, સુરતીની ટીકીટો ભરનારા, ચમત્કાર કરી દેખાડનારા ઉપદેશકોની સંખ્યામાં દિન-પ્રતિદિન વધારો થતો જાય છે. બે શબ્દ વાંચતાં આવડયા કે ઠીક બોલતાં આવડયા કે બાવાં બગલા ગુરૂ બને છે, અને સ્ત્રીઓને

બ્રહ્મજ્ઞાન આપી તન મન ધનથી સેવા સ્વીકારે છે. અમારે માટે નથી ગાદીને અંગે આ વ્યવહાર ઠાઠ રાખવો પડે છે એમ બ્હાના આગળ ધરે છે પણ જે બ્રહ્મચર્ય જે આત્મનિષ્ઠા અને ધર્મના સંકટમાં ઉપદેશ બુદ્ધિનો પ્રયાસ ગાદિપતિઓને યોગ્ય છે તે નથી. શાસ્ત્ર કહે છે કે આ ન્યાય કયાંનો? ગૃહસ્થોને ઉપદેશ ગૃહસ્થો કરે, અગર પુરૂષોને ઉપદેશ ધર્મતત્ત્વનો સન્યાસી કદાચ આપે, પણ યૌવનવતી વસ્ત્રાલંકારવતી વિધવાની સાથે હાસ્યવિનોદ, સહવાસ અને આત્મતત્ત્વનો બોધ આપવાનો ડોળ કેમ સહન થાય? શાસ્ત્ર કહે છે કે આ તો સન્યાસ ને શાસ્ત્રની ફજેતી છે. મહદ્ અનિષ્ટ છે.

द्वाविमौ पुरुषौलोके शिरः शूलसमौ मतौ ।
गृहस्थश्च निरारम्भो यतिश्च सपरिग्रहः ॥

આ બે, લોકમાં ડાહ્યા માણુસના મસ્તકમાં શૂળ ઉપજાવનારા માનેલા છે, એક તો ગૃહસ્થ છતાં ઉદ્યોગ ન કરતો હોય તે, અને બીજો સંન્યાસી છતાં સંપત્તિ માટે વલખાં મારતો હોય તે. કોઈ શંકા કરે કે શંકરાચાર્ય થઈ ફરનારા સંન્યાસીઓ કેમ રાજવૈભવથી આચરે છે. તો તેનો ખુલાસો એમ છે કે આદ્યભગવત્ પૂજ્ય પાદશ્રી ભાષ્યકારે તો કંઇ ધારણ કરેલુંજ નથી. તેમના શિષ્યોએ દેવ અર્થે છત્ર, ચામર આદિ રાજોપચાર રાખેલા છે, પણ પોતાના ભોગ માટે નહિ, તેમને તો પધરામણીથી પ્રજાના હિતમાં અનેક પ્રયાસો કરવાના હોય છે. અન્ય ધર્મોની હરીફાઇમાં ઉતરી પ્રજાના ધર્મની રક્ષા કરવી હોય છે, અને આખું જીવન નિઃસ્વાર્થ આત્મનિષ્ઠાપૂર્વક વિહિત પ્રવૃત્તિમાંજ ગાળવા માટે આવશ્યકતા હોવાથી

વિશેષ અનુકૂળતાની જરૂર હોય છે. તથા ખરા ગાદીપતિ તેજ છે. બીજા તો સ્વચ્છન્દથી કેવળ સ્વાર્થસાધક મૂર્તિઓ છે. તેઓ જગત્‌નું કલ્યાણ કરી શકે નહીં. કેવળ પૈસા પેદા કરવા શાસ્ત્રનિષિદ્ધ આચરણોવાળા થાય છે. આ પ્રકારનો પણ એક મહાન્ ધર્મ ત્રાસ છે. અજ્ઞાનિ અબળાઓ, કે જેનાં આચરણનો ધડો ન હોય, મનનો પત્તો ન હોય અને વિષય વાસનાની મહા વ્યાધિગ્રસ્ત હોય તેને એકાન્તમાં એકલરાજ (બાવા) બ્રહ્મજ્ઞાન આપવાના ! ને બાઇઓ કૃતકૃત્ય થવાની! "કહેતલ બાલા ને સુણતલ છેક ગાલા!" મનુસ્મૃતિ જોશો તો ખબર પડશે કે સંન્યાસીએ વનમાંજ વસવું અને ઉત્તમ વૈભવો પાસે કોઈ લાવે તોપણ તેના ઉપર સ્પૃહા રાખવી નહીં, અને સર્વનો ત્યાગ કરી એકલા રહેવું જેથી સિદ્ધિ પામે. ભિક્ષાપાત્ર, વૃક્ષનાં મૂળો, જીર્ણ તથા મલિન વસ્ત્રો, અસહાયતા (એકલા વિચરવું) અને સર્વના ઉપર સમાન ભાવ આટલાં મુકત પુરૂષનાં લક્ષણ છે. સંન્યાસીએ આઠ મહિના બહાર ફર્યા કરવું અને વર્ષા રૂતુમાંજ હિંસા ન થાય માટે એક ઠેકાણે વાસ કરવો. પૃથ્વીકંપાદિ ઉત્પાતો, કાગડાદિના શબ્દો ઉપરથી શુકનો, નક્ષત્રાદિના ફળો તથા સામુદ્રિકનાં ચિન્હો કહી ચિકિત્સા વગેરે કરી રાજ કે મંત્રીઓને રાજનીતિના ઉપદેશ કરી અધ્યાપન (ભણાવવું) અને ઉપદેશ કરીને સંન્યાસીએ કોઈ દહાડો ભિક્ષાની પણ ઈચ્છા કરવી નહીં (અર્થાત વ્યવહારમાં પડવુંજ નહીં). સંન્યાસીએ એકજ વખત ભિક્ષા માગવી અને વધારે વાર નહીં. જો ભિક્ષામાં આસક્તિ રાખે છે તો સંસારના વિષયોમાં બંધાય છે. જો સત્કારપૂર્વક ભિક્ષા મેળવે તો મુક્ત છતાં પણ જન્મના બંધનથી બંધાય છે. શાસ્ત્રમાં કહેલાં કાર્યો નહીં કરવાથી મનુષ્યોને પશુ, પક્ષી વગેરેની યોનીમાં જન્મ થાય છે, નરકમાં

પડવું પડે છે અને યમ લોકમાં અનેક જાતનાં દુઃખો ભોગવવાં પડે છે તેનો સંન્યાસીએ વિચાર કરવો. માટે ઉપદેષ્ટા બ્રાહ્મણોની વૃત્તિનો ઉચ્છેદ કરી, સ્ત્રીઓના સહવાસમાં, ધાતુના પાત્રમાં, ન્હા દુધના ચાળામાં આસક્તિ રાખી ધર્મ ભ્રષ્ટ થવું નહીં અને અજ્ઞાનિ જનોને અવળે માર્ગે ચઢાવવા ન જોઇએ. પરંતુ ઉત્તમ આચારથી શાસ્ત્રવિહિત આશ્રમાદિની શોભાયુક્ત મર્યાદા જાળવી સ્વહિત સાધી કૃતકૃત્ય થવું જોઇએ.

શરીર વાત, પિત્ત અને કફનું બન્યું છે. વાત બ્રહ્મલોક, પિત્ત વિષ્ણુલોક અને કફ શિવલોક છે. એકબીજા એકબીજામાં ઓતપ્રોત્ત રહેલા છે. જયારે મરણ સમય આવે છે ત્યારે છેવટનો મળ પેટરૂપી બ્રહ્મલોકમાંથી પડી નાડીઓ ત્રુટે છે, ગરમી (પીત્ત) અદૃશ્ય થાય છે, અંગ ઠંડા થાય છે અને વિષ્ણુ-લોક હૃદયમાંથી શ્વાસ ગળે આવે છે અને મૂર્છા વ્યાપે છે એટલે છેવટ ડચકાં આવી કફ બંધ પડે છે અને શરીર સામાન્ય દશાને પામે છે. કપાળની ઉપરનાં તાળવામાંથી ઓજસ્ કફરૂપે ઝરે છે તે ઝરતો બંધ થાય ત્યારે શરીર શાન્ત થાય છે. બ્રહ્મરન્ધ્રની નીચે પીંડાકાર ગોળ ઓજસ્ છે તેથીજ શિવલિંગ લંબગોળ આકારે ઈન્દ્રિયદ્વાર વિનાનું કલ્પેલું છે. તે ઓજસ્ ઉપર વાળ ઉગે છે માટે શિવ જટાધારી કહેવાય છે. ત્યાં અવ્યક્ત તત્વના ત્રણ ગુણની સમાન અવસ્થા છે તેમાંથી સત્વગુણ રૂપે પરિણામ પામતા ઓજસ્માં અવિનાશી ચૈતન્યજ્ઞાનની પ્રથમ પ્રતીતિ છે માટે શિવે જટામાં જ્ઞાન ગંગા ધરી કહેવાય છે. આ ઓજસ્ નીચે ચિન્તવન સ્થાન છે તેમાં જ્ઞાનતંતુરૂપ બુદ્ધિ છે. તે ચિન્તવન સ્થાન અને જ્ઞાનતંતુરૂપ ગણેશ છે. શિવ તત્વથી ઉદ્ભૂત થાય છે માટે તેના પુત્ર છે. આખા શરીરમાં મસ્તક શિખર છે માટે ઓજસ્

તત્વમાં **तत्सृष्ट्वा तदेवानु प्राविशत्** તે (શરીર ઉત્પન્ન કરી તેમાંજ પ્રવેશ કર્યો) એ પ્રવેશન શક્તિ પાર્વતી છે. જ્ઞાન શાન્તિ સૂચક છે માટે ચંદ્રની શીતળ મૂર્તિ કપાળમાં ધરેલી છે. આ ઓજસ્ તત્વની આસપાસ માથાની ખોપરી છે માટે કપાલદામ એવું વિશેષણ આપવામાં આવ્યું છે. જે શકિત બ્રહ્મારૂપે પ્રતીત થાય છે તેજ શકિત વિષ્ણુરૂપે પ્રતીત થઈ પશુવૃત્તિમાંથી છુટતાં મનુષ્ય કે દેવોના ભાવને વિશેષ ગણતાં પ્રાણીઓને ઈચ્છિત ફળ અર્પી ભોગમા રોગ દર્શાવી ભકિતજન્ય જ્ઞાન અને વૈરાગ્યરૂપે શિવતત્વ બનેલી છે. આ શિવતત્વથીપર શરીર કલ્પના નથી માટે શિવ નિર્માલ્ય ભાગ રૂપ નથી અને તેથી શિવને અર્પણ કરેલ વસ્તુ ભકતોને કામની નથી જયારે વિષ્ણુતત્વને અર્પેલી વસ્તુઓ પ્રસાદી રૂપે આવશ્યક છે. કારણ આ તત્વનો શેષ અતિ ઉત્તમ ફળરૂપ ભોગ અને યોગ અર્પક છે અને માતા પિતા રૂપે બ્રહ્માની પ્રસાદી એટલે મિલ્કતના તો સર્વ માલિકજ ગણાય છે. બ્રહ્મા, વિષ્ણુ કે મહેશ એ એકજ શુદ્ધ, બુદ્ધ, ચૈતન્ય શક્તિ છે. હરિ કે હર પરસ્પર વિરોધી નથીજ પણ એક બીજાની સત્તા એક બીજાને આધારે રહેલી છે તેથી પરસ્પર આભારી છે. શ્રદ્ધાથી કર્મ, ભકિતથી ઉપાસના અને ધ્યાનથી જ્ઞાન સિદ્ધ થાય છે માટેજ કહ્યું છે કે **श्रद्धाभक्तिध्यान योगादवैहि।** કર્મથી બ્રહ્મલોક એટલે જાઠર સિદ્ધિ, ઉપાસનાથી વિષ્ણુલોક એટલે મનોરથ સિદ્ધિ અને ધ્યાનથી શિવલોક કૈલાસ, (**कैवल्ये आसः**) એટલે મોક્ષ સિદ્ધિ. તેથી જીવ અને બ્રહ્મનો વિયોગ તેમાંથી વિ દૂર કરી યોગ એટલે સચ્ચિદાનન્દ રૂપ હું પોતે છું એવું જ્ઞાન પ્રાપ્ત કરવું કે જેથી આત્માને જાણ્યે બધું સચ્ચિદાનન્દ રૂપે એક રસ છે એમ જણાય. જેમ આર્દ્રતારૂપ હોવાથી હૃદય **भूवर्** લોક છે તેમ મગજ ઓજસ્ તેજ

રૂપ હોવાથી स्वर् લોક છે. ॐ भूः થી બ્રહ્માનું ધ્યાન, ॐ भुवः થી વિષ્ણુનું ધ્યાન અને ॐ स्वः થી શિવનું ધ્યાન ધરાવી સગુણ તત્વમાં નિર્ગુણ તત્વ तत्सवितुर्भर्गो देवस्य સવિતા દેવ અન્તર્યામી ચૈતન્યઘનનું મંગલ સ્વરૂપ, પરાશાન્તિ, પ્રકાશ સચ્ચિદાનન્દને અનુભવવાનો પ્રકાર શ્રી ગાયત્રી દેવી દર્શાવે છે. આ સમષ્ટિક આત્મક વિચાર છે. જયારે ઉપર બતાવેલી ત્રણ વ્યાહૃતિઓથી, સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરો વિષે જાગૃત અવસ્થાના અભિમાની દેવ બ્રહ્મા, સ્વપ્નાવસ્થાના અભિમાની દેવ વિષ્ણુ અને સુષુપ્તિ અવસ્થાના અભિમાની દેવ શિવને અનુભવી તુરીયાવસ્થા અભિમાની, કૂટસ્થ, સાક્ષી, સ્વયંપ્રકાશની ભાવના કરવાનો વિધિ છે.

શિવ તત્વથી પ્રવૃત્તિ થાય તો બ્રહ્મલોકમાં વીર્ય રૂપ સત્ત્વાંશ શિવનો છે અને આધાર ચક્રમાં સ્થિત થાય છે. તેની રક્ષાર્થે વિચાર મુખ્ય છે માટે શ્રીગણેશનું ધ્યાન એ ચક્રમાં ધરવાથી યોગીઓ ઉર્ધ્વ રેતા થઈ શકે છે અને મૈથુન ભોગની વાસના રહીત થાય છે. ગૃહસ્થો શિવનું વાહન વૃષભ રૂપ ધર્મ પ્રેરે તેમ વિહિત ભોગમાં પ્રવૃત્તિ કરી दारनपत्यायतपोऽर्थमायुः એવી સમજથી વર્તે છે. ખાનપાનના નિયમ પાળી બ્રહ્મ લોકનો આનન્દ ભોગવી વિષ્ણુ તત્વ સમાન વાયુને સામર્થ્ય અર્પી ભોગ ભોગવે છે. માટે બ્રહ્મલોકમાં શિવ, વિષ્ણુ અને બ્રહ્મા એ ત્રણેની ક્રિયા પ્રવર્તેલી છે. શિવની વીર્ય રૂપે, વિષ્ણુની જાઠર પ્રદીપન અને ક્ષુધા તૃષા દ્વારા સમાન વાયુના પોષણ રૂપે અને બ્રહ્માની વાયુ સંચારથી ભોજનનું પાચન, સત્ત્વાસત્ત્વનું પ્રથક્કરણ અને મળમૂત્રના નિસર્ગરૂપે સત્તા વ્યાપેલી છે. એવીજ રીતે વૈકુંઠમાં શિવતત્વથી પ્રવૃત્તિ થાય તો ઈન્દ્રીયના અભિલષણીય વિષયોમાં વિહિત ભાવનાથી ધર્મ પૂર્વક ભોગ અને આનન્દ વિષ્ણુની સત્તાથી, પ્રાણનું

રક્ષણુ બ્રહ્માની સત્તાથી અને જ્ઞાનનું સ્ફુરણુ શિવની સત્તાથી થાય છે. તેમજ કૈલાસમાં શિવ તત્વથી પ્રવૃત્તિ થાય, તો બુદ્ધિની સુક્ષ્મતાથી સ્વસ્વરૂપનું દર્શન બ્રહ્માની સત્તાથી, બ્રહ્માનન્દનો ભોગ વિષ્ણુની સત્તાથી અને સર્વ અનર્થની નિવૃત્તિ રૂપા પરાશાન્તિ શિવ સત્તાથી થાય છે. શિવ તત્ત્વની પ્રવૃત્તિ ધર્મથી થાય છે. સ્વધર્મમાં નિધન કહેતાં નાશ થાય તોપણુ શ્રેયસ્કર છે માટે ધર્મમાં સહન શીલતાથીજ પ્રવૃત્ત થવાય છે. ધર્મ પોતે એવો સત્તાવાન છે કે ધીમેથી અધર્મને ઊખેડી નાખે અને હણનારને હણી રક્ષણ કરનારને જયજ આપે છે જેથી **यतो धर्म स्ततो जयः** મનાય છે. અતિ ભાર સહન કરી શકે એવો અતિ બળવાન અને ધીરજથી પંથ કાપનાર વાહન બળદજ છે. શિવ તત્ત્વ કે જે સર્વને પરિણામે અતિ સુખ આપનાર છે અને જે સુખ સર્વને પ્રિય છે તે ધર્મથી મળે છે માટે ધર્મ એજ શિવનું વાહન ઉચિત છે. તપ, જ્ઞાન, યજ્ઞ અને દાન જેના પગ છે, સર્વ ગુણમયી પવિત્ર સત્તા રૂપ ગાય જેની ઉત્પત્તિ છે, અને જીવનનો આધાર આ લોકમાં અને પરલોકમાં પુન્ય છે તેને ઉત્પન્ન કરવામાં સત્તાની છેવટ હદ રૂપ બળ હદ છે. માટેજ સર્વ સિદ્ધિનો આધાર ધર્મ ધૈર્ય છે. ગરૂડમાં ઈક્ષણુ શકિત સર્વથી અધિક છે માટે જગતના સ્વરૂપને સમજવામાં વિષ્ણુ તત્વ અધિક છે. વળી સમ્યગ્ જ્ઞાન વિના મન વિષયથી પાછું વળતું નથી માટે પ્રભુ પરાયણુ થવામાં પદાર્થ દર્શનથી અનિત્યતા સિદ્ધ થતાં નિત્ય તત્વમાં (પ્રભુમાં) મનોવૃત્તિ સ્થિર કરવા ગરૂડજી રૂપ બોધ વાહન યોગ્ય છે અને તેથીજ વિષ્ણુ સત્ત્વગુણી કહેવાય છે. સારગ્રાહી દષ્ટિથી નિશ્ચય સ્વરૂપ હંસ વાહનવાળા કર્મ પ્રમાણે ફળદાતા હોવાથી બ્રહ્મા કર્તારૂપ, કર્મ ફળના સુખ દુખરૂપ ભોગના ક્ષય પર્યંત સ્થિતિ કરનાર વિષ્ણુ ભોકતા

રૂપ અને ફરી કર્મની ઘટમાળમાંથી મુક્ત થવા સંસારના પદાર્થોમાં અનિત્યત્વાદિ દોષ દર્શનથી પરમ તત્વમાં ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત કરાવનાર મહેશ ધ્યાતારૂપ સમાધિસ્થ દશાવાન્ દર્શાવેલા છે. આ સર્વનો સાક્ષી એકજ, અવિનાશી, સચ્ચિદાનન્દ સ્વરૂપ, ઉદાસીન અવસ્થાદર્શક છે અને એકજ ચૈતન્ય ઉપાધિદ્વારા અનેક થઈ અનેક રૂપ દેખાય છે. **एकोऽहं बहुस्यां प्रजायेय, एकस्तथा सर्व भूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बभूव।** એ ન્યાયે બહાર પ્રવૃત્તિ જેવી સમષ્ટિ રૂપ બ્રહ્માણ્ડમાં છે તેવીજ પિણ્ડ રૂપ શરીરમાં છે માટે બહિર્મુખ વૃત્તિને યોગથી આ દર્શન થાય છે જ્યારે રાજવિદ્યાની ઉપાસના દ્વારા ઇંદ્રિયો કે જેનો સ્વભાવ બહાર પ્રવૃત્ત થવાનો છે તેથી બધું બહાર અનુભવતી દેખાય છે. ( **पराञ्चिखानि व्यतृणत्स्वयंभूः तस्मात्पराङ् पश्यति नान्तरात्मनि** ) તેનો ધર્મનાં બળવડે મોક્ષપદના લક્ષમાં દોરવા નિગ્રહ કરી અન્તર્મુખવૃત્તિ કરવાથી જાણી શકાય છે માટેજ શ્રી કૃષ્ણ કહે છે કે

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्ट स्तस्यकार्यं न विद्यते ॥

જે મનુષ્ય આત્મ તત્વમાં મગ્ન છે, તૃપ્ત છે અને સંતુષ્ટ છે તેને કોઇ કાર્ય રહેતુંજ નથી, આ હેતુ સ્પષ્ટ સમજાવવા માટેજ જ્યારે શિવલિંગનું દર્શન કરવામાં આવે છે ત્યારે નંદીના વૃષણ ઊપર હાથ અડાડીને નેત્ર સ્પર્શ કરી શિંગડાંમાંથી દષ્ટિ શિવલિંગ ઊપર સ્થિર કરાય છે અને નન્દી અને શિવલિંગ વચ્ચે કાચબો રાખવામાં આવેલો હોય છે. આ સંકેત એમ સમજાવે છે કે ધર્મ રૂપી વૃષભ પોતાની વીર્ય શકિત વૃષણથી અર્થ અને કામને અનુભવાવતો, પણ બુદ્ધિમાંથી મુક્ત કરતો, કાચબો જેમ

સર્વ અંગને પોતામાં સંકોચે છે તેમ વિષયમાંથી ઇન્દ્રિયોને વિહિત ભોગ આપી, અન્તરમાં લીન કરી, મોક્ષપદપ્રદ નિરાકાર તત્ત્વમાં ચિત્તને એકાગ્રતા પમાડે છે. ઉત્પત્તિ પ્રદ બ્રહ્માને સર્વ ધર્મવાળા માને છે. હિન્દુઓ બ્રહ્મારૂપે, મુસલમાનો અલ્લારૂપે અને અંગ્રેજો ક્રાઈસ્ટ રૂપે માને છે. જ્યારે મુસલમાન તથા અંગ્રેજો એક દેવ-થીજ સઘળો વ્યવહાર કરે છે ત્યારે હિન્દુઓ ભેદ એ સંસારનું સ્વરૂપ હોવાથી, દેશ, કાળ, વસ્તુ, અવસ્થા આદિ જુદા જુદા હોવાથી એકજ દેવનાં કર્મના વિભાગની સત્તાથી જુદાં જુદાં રૂપ માની વ્યવહારની મર્યાદા બાંધે છે. તેથી હિન્દુઓની માત્ર પ્રવૃત્તિમાં ધર્મ બુદ્ધિ વિશેષ છે. બ્રહ્મા અને શિવના ઉપાસકો બ્રાહ્મણો છે. સંસારના ઊંડા વિશેષ પ્રપંચથી વિમુખ રહી, સર્વ ભોગને રોગ સમજી, ઉદાસીન તત્વમાં મગ્ન થવા જળના સ્નાનથી અને બિલિના પાનથી તૃપ્ત થતા સદાશિવના મુખ્ય ઉપાસકો જ્ઞાનને અધિક માનનારા નિષ્પાપ હૃદયવાળા બ્રાહ્મણો, સૃષ્ટિનો નિભાવ કરતા વિષ્ણુ દેવને સંતોષી, કર્મનાં ફળ રૂપ ભોગ છે માટે કર્મને ખાસ સંભા-ળવા શુદ્ધ હૃદયે શુદ્ધ સંકલ્પ દ્વારા બ્રહ્માના મુખ્ય અંગ રૂપ ગણાય છે.

રજોગુણના વિલાસી ભોગમાં વિશેષ લાભ માનનારા બ્રહ્મા તથા વિષ્ણુના મુખ્ય ઉપાસકો બીજા વર્ણના લોકો છે. આ પ્રકારે ઉપાસનાના ભેદ હોવાથી શિવ અને તેના ભકતોને ગર્વ ન રહે માટે વિષ્ણુદ્વારા હૃદયમાંથી પસાર થઈ બ્રહ્માને ભોગના પદાર્થો મળે છે. તેને બ્રહ્મા પરિપકવ અવસ્થામાં મૂકી વિષ્ણુને પુષ્ટિ આપે છે તેથી વિષ્ણુ ભોગ ભોગવી શકે છે અને ભોગમાં આસક્તિ ન થાય માટે વિષ્ણુ મહેશને પોષે છે. મહેશ જો કે અકિંચન થઇ ભિક્ષા માગનાર ગણાય છે પણ મહેશનાં ધર્મ, જ્ઞાન, વિચાર અને ઉપરતિ જો વિષ્ણુને તથા બ્રહ્માને ન મળે તો વિષ્ણુ અને બ્રહ્માની દુર્દશા

થાય માટે કોઈને ગર્વ ન રહે માટે ઓતપ્રોત ઐકય ભાવે સંબંધ છે. સર્વ કમલના નિર્લેપત્વ રૂપ લક્ષણવાળા છે. બ્રહ્મા રૂપે જાગ્રતિનું સૃષ્ટિ કર્મ ચાલે છે. કર્મના શ્રમથી વિશ્રાન્તિ લેવા વિષ્ણુરૂપે સુવે છે પણ ભકતો પોતાના આગ્રહી સ્વાર્થ ભાવથી જંપવા દેતા નથી માટે સ્વપ્નાવસ્થામાં વિષ્ણુ છે અને મહેશ જાણે છે કે અવિદ્યાને લીધે પ્રપંચનો ઉત્પાત છે અને તેથી છેવટ બધા અજ્ઞાન રૂપ અંધકારમાં લીન થાય છે માટે અજ્ઞાનમાં સુખનો અનુભવ કરતા નિદ્રાવસ્થા રૂપ સમાધિમાં મહેશ રહે છે. જ્યારે ખરી કસોટીનો સમય આવે છે ત્યારે સર્વ દેવો એક બીજાને આધિકય આપી પોતે અળગા રહે છે. શિવને જયારે ભય થાય ત્યારે વિષ્ણુ સહાયક અને વિષ્ણુને જયારે ભય થાય ત્યારે શિવ સહાયક થાય છે. જયારે સનક સનત્કુમારાદિ ચાર ઋષિઓ સંસારમાં સાર રૂપ ખરા તત્વનો બોધ લેવા બ્રહ્મા પાસે ગયા ત્યારે વિષ્ણુ પાસે જવા બ્રહ્માએ કહ્યું અને વિષ્ણુ પાસે ગયા ત્યારે શિવ પાસે જવા આજ્ઞા ભગવાને કરી. પણ જે બોધ આ મહા ઉગ્ર તપસ્વીઓ, દેવોને પણ હંફાવે એવી શકિતવાળા ઋષિઓને જોઈતો હતો તે આ ત્રણે દેવની ત્રિપુટીથી જુદાં તત્વનો છે એમ દર્શાવવા શિવે દક્ષિણામૂર્તિ સ્વરૂપે બોધ આપ્યો હતો.

अधीत्य विधिवत् वेदान् पुत्रांश्चोत्पाद्य धर्मतः ।

इष्ट्वा च शक्तितश्चार्थै र्मनोमोक्षे निवेशयेत् ॥

વેદોને વિધિ પૂર્વક જાણીને, પુત્રોને ધર્મથી ઉત્પન્ન કરીને, દ્રવ્ય વડે શકિત પ્રમાણે યજ્ઞાદિ સાર્વજનિક હિતકારી કર્મ કરીને, મનને મોક્ષમાં પ્રેરવું એ વિધિથી માનવ જન્મમાં ખરૂં જ્ઞાન–વેદજ્ઞાન છે. તે મેળવવાથી ધર્મ ઓળખાય છે અને ધર્મનું ફળ સુખ છે

એમ જણાય છે. તેથી બ્રહ્મારૂપે પ્રજાની ઉત્પત્તિ, વિષ્ણુરૂપે લક્ષ્મીનો ભોગ, સમષ્ટિની રક્ષા અને યજ્ઞો વગેરે કાર્યોથી પ્રજાની સ્થિતિ અને શિવરૂપે પ્રજાને નિરંકુશાતૃપ્તિ આપવા માટે સ્વસ્વરૂપમાં લય કરનાર એક જીવ આત્માની પ્રવૃત્તિને સૂચવે છે. માટે ત્રિપુટી ઉપાધિથી છે પણ સત્તા એકજ છે. જેમ એકજ સૂર્ય અથવા અગ્નિ જુદાં જુદાં રૂપને લીધે જુદો જુદો દેખાય છે તેમ એકજ આત્મા જુદી જુદી ઉપાધિથી જુદો જુદો દેખાય છે યોગ સાધવા ચક્રમાં દેવની ભાવના કરવા પ્રથમ ગણેશનું ધ્યાન પછી બ્રહ્મા, વિષ્ણુ અને શિવનું ધ્યાન સગુણ સાકારરૂપે ધરતાં આ ત્રિપુટીથી પરતત્વનો બોધ આપનાર શ્રોત્રીય, બ્રહ્મનિષ્ઠ, દક્ષિણા મૂર્તિરૂપ સદ્ગુરૂનું ધ્યાન કરાય છે. તે ગુરૂ રૂપમાં સર્વ દેવનું દર્શન કરવું **गुरुर्ब्रह्मा गुरुर्विष्णुगुरुर्देवो महेश्वरः** એ સગુણ ધ્યાન છે. **गुरुःसाक्षात परंब्रह्म** તત્વનો બોધ, વેદનાં મહા વાક્ય **तत्त्वमसि** આદિથી ભાગ ત્યાગ લક્ષણાથી આપનાર હોવાથી વૃત્તિ ગુરૂરૂપ કરવામાં આવે છે. ગુરૂ, શરીરમાં રહેનારો જીવ કોણ છે એનું દર્શન કરાવે છે માટે ગુરૂદ્વારા જીવાત્માને પરમાત્મારૂપ ધારવા કીટ ભ્રમર ન્યાયે વૃત્તિ જીવાત્માનું ધ્યાન કરતા, બ્રહ્મરંધ્રમાં પ્રકાશતા, પરમાત્મ તત્વમાં લીન થાય છે અને તેથી જીવ એજ પરમ શિવ તત્વ છે એમ નિશ્ચય થાય છે. તેથીજ દેહ હું છું એવી બુદ્ધિથી દાસપણું, અલ્પજ્ઞ જીવ હું છું એ બુદ્ધિથી જાણે ઈશ્વરનો અંશ જેવો છું એ બુદ્ધિ અને ચૈતન્ય સ્વરૂપે જે ઇશ્વર તેજ જીવ છે એવી ભાવના કરવા વિધાન છે. આ પ્રમાણે જીવ ઈશ્વરની એકતા સાધતાં અનેકમાં એકપણું સિદ્ધ થાય છે અને આ જગત્ ત્રણે કાળમાં નથીજ એમ નિશ્ચય થાય છે. માટેજ ભગવત્પૂજ્યપાદ ભાષ્યકાર કહે છે કે—

आत्मानात्मप्रतीतिः प्रथममभिहिता सत्यमिथ्यात्वयोगात्

द्वेधाब्रह्म प्रतीतिर्निगम निगदिता स्वानुभूत्योपपत्त्या ।

आद्या देहानुबन्धाद्भवति तदपरा साच सर्वात्मकत्वा

दादौ ब्रह्माहमस्मीत्यनुभव उदितेखल्विदं ब्रह्मपश्चात् ॥

તત્વ વિચારના આરંભમાં સત્ય અને મિથ્યાપણાના યોગથી બ્રહ્મનું જ્ઞાન બે પ્રકારે થાય છે. પોતાના અનુભવથી અને યુક્તિથી શરીરના વિચારથી હું બ્રહ્મ છું એવો અનુભવ થયા પછી આ જગત્ બ્રહ્મરૂપજ છે એમ સર્વાત્મકપણાથી યુક્તિથી બ્રહ્મ અનુભવાય છે. માટેજ મનુષ્યોએ શ્રુતિ, યુક્તિ અને અનુભવથી વિચાર કરતાં પ્રથમ હું કોણ છું ? આ શરીર કેમ થયું ? આ શરીર કોણે બનાવ્યું ? અને કયી વસ્તુનું બનેલું છે ? તેનો નિર્ણય કરવો જોઇએ કે જેથી સમજાય કે જો સૂર્ય અને અગ્નિનો પ્રકાશ ન હોય તો અંધકાર રૂપ જગત્ દેખાય છે તેમાં ભેદ પણ દેખાય નહીં અને માત્ર એક અંધકાર વ્યાપી રહે. જ્યારે પ્રકાશ આ અંધકારમાં ભળે છે ત્યારે પ્રકાશ જુદાં જુદાં રૂપ દર્શાવે છે માટે પ્રકાશ અને અંધકારના ભેળથી આ જગત્ જુદાં જુદાં રૂપે દેખાય છે. વળી પદાર્થો કયાંથી આવ્યા અને કયાં જશે, પહેલાં ઝાડ કે બીજ, સ્ત્રી કે પુરૂષ ઉત્પન્ન થાય છે એનો નિર્ણય થાય તેમ નથી. તથા દર ક્ષણે ફેરફાર થયા કરે છે છતાં એવું ને એવું હોય નહીં એમ જણાય છે. કોઇ કહે છે જગત્ પરમાણુ-માંથી બને છે, કોઇ કહે છે પ્રકૃતિ વિકાર પામે છે, કોઇ કહે છે પરમાત્મા પોતે કરોળીઆની પેઠે પોતામાંથી જગત્ બનાવે છે માટે પરિણામ વાદ સાચો જ્યારે બીજો કહે છે કે આરમ્ભવાદ સાચો કોઇ કહે છે કે દૃષ્ટિ સૃષ્ટિ વાદ, કોઇ કહે છે કે અજાત

વાદ અને કોઈ કહે છે બિમ્બ પ્રતિબિમ્બ વાદ સાચો. બધા એમ કબૂલ કરે ખરા કે મૂળ વસ્તુમાં બીજું રૂપ મનાય છે. આને અધ્યાસ કહે છે એ અધ્યાસ ચાર પ્રકારનો છે (૧) બહારના પદાર્થ પુત્ર, મિત્ર, ધન વગેરેમાં વિકારથી, (૨) શરીરમાં જાડાઈ, પાતળાઈ, રૂપ, કુરૂપ થવાથી, (૩) ઇન્દ્રિયોમાં ન્યૂનતા વગેરે થવાથી (૪) અન્તઃકરણના કામક્રોધાદિ ધર્મોથી પોતે આત્મા તે તે ધર્મવાળો મનાય છે. આનું કારણ અવિદ્યા કહેવાય છે. અવિદ્યા એવી વસ્તુ છે કે જેને વિદ્યારૂપે પણ માનવી પડે છે કારણ કે દરેક વસ્તુમાં અવિદ્યા છે. જે વાતની એકને ખબર હોય તે બીજો ન જાણતો હોય એમ સર્વ પ્રાણિનું અજ્ઞાન ભેગું કરી સર્વાળો કરીએ તો જ્ઞાન જવાબ આવે છે. માટે મૂળમાં જેમ જ્ઞાન છે પણ જુદું જુદું અજ્ઞાનરૂપ દેખાય છે તેમજ ચૈતન્ય જ્ઞાનરૂપ હોવા છતાં વિપરીત ભાવથી અવિદ્યા કે અજ્ઞાનરૂપે ભેદ પામેલું છે. તેથી રજ્જુમાં સર્પ, છિપમાં રૂપું, ઝાંઝવાના જળની પ્રતીતિ તથા ગગનની નીલતાનાં દૃષ્ટાન્ત અપાય છે તેથી વિવર્ત વાદ છેવટ સિદ્ધ થાય છે. બીજા વાદોવાળા વાર્યું નહીં કરે પણ હાર્યું કર્યા વિના છુટકો નથી માટે ભલે ક્રમ મુકિત સ્વીકારે. તેમાં અનિર્વચનીય ખ્યાતિથી સિદ્ધ થતા સદ્યો મુકિત આણનાર સિદ્ધાન્તને વિરોધ નથી. અવિદ્યા, માયા કે ત્રણ ગુણની સામાન્ય અવસ્થાનો વિચાર કરતાં પરમાત્મા અસંગ, નિષ્ક્રિય, નિર્વિકાર છે. તો પછી આ ત્રણ ગુણ કયા ગુણીને આશ્રયે રહ્યા અગર કોના ગુણ છે? શેમાંથી ઉત્પન્ન થયા? અને ચૈતન્ય અને અવિદ્યાને કયો સંબંધ છે તે વિવર્તવાદ શિવાય બીજા કોઈ વાદીઓથી સિદ્ધ થઈ શકે તેમ નથી. માટે જ્યાં સુધી આત્મતત્વનો સાક્ષાત્કાર ન થાય ત્યાં સુધી હું બ્રહ્મ છું એવા

સંવાદી ભ્રમથી પણ પ્રવૃત્તિ કરવી અને સાક્ષાત્કાર થયા પછી અનાદિ શાન્તિ માયાનો વિચાર કરવો જોઇએ કે જેથી બુદ્ધિ **अहंब्रह्मास्मि** રૂપ વૃત્તિ થાય. અવિદ્યાને નષ્ટ કરી ઔષધ જેમ રોગને હરિ નષ્ટ થાય છે તેમ પોતે પણ બ્રહ્મ રૂપ થાય. આ જગત્ વિપરીત ભાવેજ દેખાય છે તેની સાબીતિ જોવી હોય તો અરિસામાં મોઢું જોઇએ છીએ ત્યારે જેવું બિમ્બ તેવું પ્રતિબિમ્બ જણાય છે પણ ડાબો ભાગ જમણો, અને જમણો ભાગ ડાબો, એટલે દિશાફેર હોય છે. વળી અન્તઃકરણમાંથી આંખદ્વારા વૃત્તિ બહાર જઇ પદાર્થ આકાર થાય છે ત્યારે તેમાં ઉપહિત ચૈતન્યનો પ્રતિબિમ્બ પડે છે જેથી અન્તઃકરણ વિષિષ્ટ ચૈતન્યને જ્ઞાન થાય છે. આ ઉપરથી સમજાય છે કે વસ્તુ જેવી છે તેવું જ્ઞાન થતું નથી. પણ જેમ મુખ ઉત્તર દિશામાં હોય અને દેખાય દક્ષિણ દિશામાં તેમ અનિત્યમાં નિત્યબુદ્ધિ, અપવિત્રમાં પવિત્ર બુદ્ધિ, દુઃખમાં સુખ બુદ્ધિ, અને અનાત્મમાં આત્મ બુદ્ધિ રૂપ વિપરીત જ્ઞાન થાય છે. વળી પ્રાણીઓને આંખના ડોળામાં પ્રતિબિમ્બીત પુરૂપ દેખાય છે તે પુરૂપ દેખે છે કે કોઈ બીજો તે પણ કહેવાતું નથી. વળી એવું પણ મનાય છે કે દુનિઆની દરેક ચીજ છિદ્રાત્મક છે. (everything is porus) અને 'એક્ષ રે' નામનો કાચ દેખાડી આપે છે કે તે વાત ખરી છે. ભીંત ગમે તેવી મજબુત હોય છે પણ એક બાજુ પાણી પડે તો તેની અસર બીજી બાજુએ થાય છે. જમીન ગમે તેવી નક્કર હોય પણ પાણી તેમાં ઉતરે છે. શરીરમાં રૂવાડે રૂવાડે છિદ્ર છેજ. છતાં દેખાતાં નથી. વળી પેટીનું ઢાંકણું બંધ હોય અને તે ઉપર 'એક્ષ રે' જેવો કાચ મૂકવાથી પેટીની અંદરની ચીજ દેખાય છે તેમાં ઢાંકણાંમાં કાણાં કાણાં દેખાઈ વસ્તુ દેખાતી નથી પણ જાણે ઢાંકણું નથીજ એમ દેખાય છે તે ઉપ-

રથી સમજી શકાય છે કે જેમ માટીનો વિકાર કાચ તેને સુધારી સુધારીને આરપાર જોવાની શકિત આપી શકે છે, દુર્બીન વગેરેથી છેટેની ચીજ પાસે દેખાય છે, ન્હાની ચીજ મ્હોટી દેખાય છે તથા ટુંકી નજર વાળાને ચશ્માંથી આંખની શકિત આપી શકાય છે. તેમજ બુદ્ધિ કે જે પૃથ્વીના સત્વ ગુણથી બનેલી છે તેને શાસ્ત્રના અભ્યાસથી અને મહાત્માઓની સહાયથી એવી સુધારી શકાય છે કે જે પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ, અવ્યક્ત અને અવિદ્યાને છેદી પરમજ્યોતી આત્માતત્વ ઈશ્વરનું દર્શન દૂર દેખાય છે તેને પ્રત્યક્ષ અને અપરોક્ષ અનુભવી શકે.

સ્વપ્નામાં જેમ બહારના પદાર્થો હોતા નથી તથા બહારના જાગૃતિ અવસ્થાના પદાર્થોને જાણનારી ઈન્દ્રિય વૃત્તિ પણ હોતી નથી છતાં જીવ પોતે જાગ્રતના સંસ્કાર આદિથી (અવિદ્યાથી) જુદા જુદા પદાર્થ રૂપ બને છે એટલે પોતે પોતાને પોતામાં બનાવી પોતાથી જુદા અનુભવે છે. તેમજ પરમાત્મા પોતે પોતાને પોતામાં બનાવી પોતાથી જુદે જુદે રૂપે અનુભવે છે માટે અવિદ્યાને વશ રહેલો ચૈતન્ય જીવાત્મા અવિદ્યાથી મુકત થાય છે. ત્યારે જેમ જે સ્વપ્નને અનુભવતો હતો, સુષુપ્તિમાં અજ્ઞાનને અનુભવતો હતો, તે જાગ્યા પછી હું પોતેજ છું એમ અનુભવે છે તેમ જીવાત્મા બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, જગત્ વગેરે રૂપે હુંજ છું એમ અનુભવે છે.

अविद्याघातकात् शब्दाद् याहंब्रह्मेति धीर्भवेत् ।
विनश्यत्य विद्यया सार्धम् हत्वारोगाभिवौषधम् ॥

જ્યારે હૃદયની અહંતા મમતાની ગાંઠો ભેદાય છે, આત્મા પરમાત્માનો સંશય છેદાય છે અને સર્વ કર્મનો નાશ થાય છે ત્યારે સર્વથી ઉત્તમ તત્વનું દર્શન થાય છે.

भिद्यते हृदयग्रंथि श्छिद्यन्ते सर्व संशयाः ।
क्षीयन्ते चास्यकर्माणि तस्मिन्दृष्टे परावरे ॥

આ પ્રકારે એકજ શરીરના શોધનથી જીવાત્માને જ્ઞાન થાય છે ત્યારે આખા બ્રહ્માણ્ડમાં એ તત્વ શિવાય બીજું કાંઇ નથી એમ જણાય છે અને તેથી **यदन्नान्तरंभेदं कुरुते तस्य भयंभवति** જે આ જીવ અને ઇશ્વરમાં જરાપણ ભેદ બુદ્ધિ રાખે છે તેને ભય થાય છે **तरतिशोकमात्मवित्** આત્માને જાણનારો પુરૂષ શોકને તરે છે. અને **ब्रह्मविद् ब्रह्मैवभवति** જે બ્રહ્મને જાણે છે તે કંડા ભરણુ ન્યાયે બ્રહ્મ રૂપજ થાય છે. આ પ્રકારે ગણેશજીના વાહન વિચારને પ્રેરવા શાસ્ત્ર આજ્ઞા કરે છે.

**પ્ર૦ ૩૧**—જો જગત્ અવિદ્યારૂપ હોય અને ચૈતન્ય વિના બીજું કંઈ ન હોય તો વર્ણાશ્રમની શી જરૂર ? નીતિની શી જરૂર ? ધર્મશાસ્ત્રની શી જરૂર ? તથા પંચમહાભૂતનાં શરીરો પશુ, પક્ષી, મનુષ્યો બધાને સમાન છે તેમ શરીરો પણ એકજ પદાર્થનાં બનેલાં છે, આહાર, નિદ્રા, ભય અને મૈથુનનો વ્યવહાર પણ એક સરખો છે તો પછી આભડછેટ, ઉચ્ચ નીચનો વિચાર તથા રાજા પ્રજાનો સંબંધ વગેરેની જરૂર નથી માટે યથેષ્ટ આચરણ કરી કેમ ન વર્તાય ? તથા શિખાસૂત્ર શા માટે રાખવાં ? અને સ્ત્રીઓને સ્વતંત્ર કેમ ન કરવી ?

**ઉ૦**—આવા પ્રશ્નો સંભવે એમાં આશ્ચર્ય નથી કારણ એતો ઉપરથી બોધ આપનારા, વિષયના પાસમાંથી છુટેલા ન હોવાથી યથેષ્ટ આચરણો કરતા દેખાય છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર આ ચાર વર્ણો, બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી આ ચાર આશ્રમોને બદલે, પાળા, બ્રહ્મચારી અને સાધુ, સેવક, સમા-

ધાનિ, મુખીઆજી અને મહારાજ, અને બ્રાહ્મણ વેપાર કરે એટલે વૈશ્ય અને મુસલમાન નિશાળ ભણાવે એટલે બ્રાહ્મણ આવી વર્ણની આશ્રમમાં સેળભેળ કરી પ્રભુને નામે વર્ણ અને આશ્રમ બન્ને નષ્ટપ્રાય જેવાં કરી મૂકયા છે. બ્રાહ્મણો પેટ ભરવા માટે અગર વધારે વિષયની ભોગેચ્છાથી પોતાના પદને ભૂલી ગયા—ધર્મ ભ્રષ્ટ થયા એટલે બીજા વર્ણો આચાર વિચારે ચઢતા દેખાયા અને બકરાં જેમ અશક્ત સિંહને ડરાવી પોતા પાછળ ચલાવે તેમ ધનાઢયો બ્રાહ્મણોને દબાવી પોતાના વહેમની પાછળ અનુસરાવે છે જ્યારે બ્રાહ્મણો તેને ટેકો આપે છે અને હાજી હા કરે છે. જ્યારે કોઇ ખરો ધર્મ પ્રતિપાદન કરનાર બ્રાહ્મણ અતિથિ આવે ત્યારે તેનું સન્માન કરાવવાને બદલે પરધર્મી છે એમ મનાવી પાપના ભોગી બને છે અને પોતાની વૃત્તિમાંથી ભાગ પડાવશે માટે ફરી પાછો આવી નશકે એવા પ્રપંચો રચે છે. માટેજ કહ્યું છે કે કળીયુગમાં **न द्वेवे देवत्वं कपटपटवस्तापसजनाः** બ્રાહ્મણોમાં બ્રાહ્મણપણું રહ્યું નહીં અને તપસ્વીઓ કપટની જાળ પ્રસરાવવામાં નિપુણ થયા છે એટલુંજ નહીં પણ મૂળ શાસ્ત્રોના સામાન્ય બોધને છોડી, પક્ષ-પાતિ, પોતાને રૂચે અને વિષય ભોગ ભોગવવામાં અનુકૂળ અર્થ-વાળાં નવાં શાસ્ત્ર લખાય છે. તેથી વિષ્ણુની ભક્તિ બાજુ રહે અને કૃષ્ણ કોઈ જુદા છે એમ માની ફાવે તેમ પૂજન અર્ચન થાય છે. મહારૂદ્ર યજ્ઞ થતો હોય તેમાં મહાદેવજીની પ્રતિષ્ઠા કરેલી હોય માટે દર્શને પણ ન જવાય એવો આગ્રહ પકડાય છે અને અમારી ભક્તિ અલૌકિક છે એમ દેખાડે છે. જ્યારે બીજા હિન્દુ મટી ખોજા, મુસલમાન, યુરોપીઅન વગેરેનો ધર્મ સ્વીકારે છે. વિદુષી બાઇ એનીબીસન્ટે હિન્દુઓને ધર્મ શીખવવા પ્રયાસ કીધો. થીઓસોફી મંડળ સ્થાપ્યું ત્યાં તેના અનુયાયીઓમાં બકરું કાઢતા

ઉંટ પેઠું. મૂળ ધર્મનું અનુષ્ઠાન સંધ્યાવંદનથીજ શાન્ત પડયું અને વાતોમાંજ ધર્મ અને જ્ઞાનનો વિનોદ થવા લાગ્યો છે. હવે પરમાર્થમાંથી વ્યવહારમાં ઉતર્યા. સ્વરાજ્યના ઉપાસક થયા પણ ઘરમાં બૈરી ઉપર સત્તા રાખી શકાય નહીં. પોતાની પ્રજા દાદ આપે નહીં. મૂળ કુટુમ્બમાં એકતા નહીં. પોતાના વડિલો, દેવો, પૂજ્યોમાં ભાવ નહિ અને વિદેશીય અનુકરણમાં ઉન્નતિ, આનન્દ અને અધિકતા મનાય તો પછી ધર્મ બળ વિના સ્વરાજયનું સ્વપ્નું કયાંથી ખરૂં થાય? અને સદ્‌ભાગ્યે દયાળુ સરકાર આપે તો શું જીરવી શકાય?

હિન્દુસ્થાનના ખરા હિન્દુઓને પ્રથમ પંક્તિમાં બેસવાની પણ યોગ્યતા નથી તો હિન્દનો અધિકાર શી રીતે સચવાઈ શકે? એક વખત સનાતન ધર્મના વિદ્વાનો તથા પંડિતોની સભા મળી હતી. તેનાં પ્રમુખસ્થાને એક ધર્મના શ્રીમાન્ નેતા વિરાજતા હતા. જ્યોતિષના અયનાંશનો નિર્ણય ચર્ચાતો હતો. પક્ષકારોએ દલીલો રજુ કર્યા પછી લિખિત નિર્ણય મળવા માગણી થઈ. ઉહાપોહ પંડિતોએ કર્યો પણ જ્યારે અધ્યક્ષ સ્થાનને નિર્ણય આપવાનો સમય આવ્યો ત્યારે પ્રમુખના આશ્રિત પંડિતજી કહેવા લાગ્યા કે પ્રમુખને નિર્ણય આપવાનું નહીં કહો. જો નિર્ણય લેવો હોય તો તેના ઉપર અપીલ (આગળ ચર્ચા) બીલકુલ નહીં કરાય તેમ કબુલત આપો તો મંદિરમાં જઈ પંડિતોની સલાહ પૂછી નિર્ણય આપવામાં આવશે. કહો હવે પંડિતોના પાંડિત્યમાં શું ખામી અને પ્રમુખની વિદ્વત્તા કેવી કે આ સર્વ પંડિતો એ પ્રમુખ સ્વીકારે? આવી દશા સનાતન ધર્મની થઈ ગઈ છે. માટે જેમ ધણી સંભાળ ન રાખે એટલે આશ્રિતોને બીજે રસ્તો કરવોજ પડે તેમ ધર્મના નેતા અભણ, અનાચારી અને આડમ્બરવાળા થવાથી પ્રજા ફાવે તેમ વિચારે

એ સ્વાભાવિક છે. એટલુંજ નહિ પણ જ્યારે અર્જુન બહુ પાંડિત્યની વાતો કરવા લાગ્યો ત્યારે **શ્રી કૃષ્ણે અર્જુનને શ્રી ગીતાજીના** બીજા અધ્યાયમાં સંપૂર્ણ બોધ આપી દીધો પણ અઢાર અધ્યાય પૂર્ણ ન થયા ત્યાં સુધી તેનો મોહ નષ્ટ ન થયો. વળી ઉદ્દાલક ઋષિએ શ્વેતકેતુને **तत्त्वमसि** નો નવવાર ઉપદેશ કર્યો ત્યાં સુધી તો તૃપ્તિ થઇ નહીં. તેથી જ્યાં સુધી હૃદયના મળ, વિક્ષેપ અને આવરણ મટતા નથી ત્યાં સુધી આત્મતત્ત્વનો સાક્ષાત્કાર થતો નથી. નહિતર જીજ્ઞાસુ દશામાં સાધનરૂપ કર્મ અને ઉપાસના હોય છે તે જ્ઞાન દશામાં સ્વાભાવિક લક્ષણ રૂપ થાય છે માટે આત્માનું નિત્યત્વ અને પ્રપંચનું મિથ્યાત્વ જણાય પછી સદાચારની ટોચે જીવન ગાળી શકાય છે તેથી વર્ણાશ્રમ ધર્મનું પરિપાલન સમજણથી અતિસ્તુત્ય રીતે કરી શકાય છે. અજ્ઞાનિ જનોની વ્યાવહારિક તથા પારમાર્થિક સુખ સંપત્તિ પ્રસારવા નિષ્કામ બુદ્ધિથી આત્મભોગ, અવિરલ સતત પ્રયાસ અને સર્વને અનુકરણીય વર્તનથી રાજા પ્રજાનો વિશ્વાસ સંપાદન કરી ખરી વિદ્યાનો લાભ સર્વને આપી શકાય છે. બ્રહ્માએ નિર્મેલા વેદના અધ્યયનપૂર્વક નિષ્કામ કર્મ કરવાથી રાગદ્વેષ રૂપી અંતઃકરણના મળ દૂર થાય છે. આ કરૂં તો ઠીક કે તે કરૂં તો ઠીક એવો મનનો ચંચલ સ્વભાવ છે તે વિક્ષેપ કહેવાય છે. શુદ્ધ સાચી ભક્તિથી વિક્ષેપ દૂર થાય છે અને જ્ઞાન પ્રકાશથી સ્વસ્વરૂપનું પરમ સ્વરાજ્ય પ્રાપ્ત થવાથી આવરણનો ભંગ થાય છે. આ રીતે મળનું નિવારણ કરવા બ્રહ્માને, વિક્ષેપનું નિવારણ કરવા વિષ્ણુને અને આવરણનો ભંગ કરવા મહેશને તેમના યથાર્થરૂપે જાણવા, સેવવા અને પ્રસન્ન કરવા જોઇએ અને અખંડ આનન્દની નિરંકુશા તૃપ્તિ પ્રાપ્ત થયે જ્યાં સુધી જીવાય ત્યાં સુધી ઉપકારનો બદલો આપવા સદા કર્મ, ઉપાસના અને જ્ઞાનના પ્રભાવને શિર્પા-

વન્દન કરી, બ્રહ્મા, વિષ્ણુ અને શિવને તથા શાસ્ત્ર અને સદ્‌ગુરૂને પરમ ઉપકાર કરનાર ગણી સર્વથા શ્રેષ્ઠ આચરણથી પ્રસન્ન રાખવાજ જોઇએ. જે પુરૂષોને ખરેખરૂં આત્મજ્ઞાન હોય છે તેઓને સ્વપ્નામાં પણ વેદે નિષિદ્ધ કરેલા વર્તનમાં પ્રવૃત્ત થવા સંકલ્પ પણ આવતો નથી. ભગવદ્ ભાષ્યકાર શ્રી શંકરાચાર્યે ભગવાન્ બૌદ્ધના અવિહિત આચરણોથી નષ્ટ થયેલા વર્ણ અને આશ્રમના ધર્મની સંસ્થાપના કરી વૈદિક ધર્મનો ઉદ્ધાર કર્યો છે. જ્યારે મંડનમીશ્ર પરાજીત થયા અને તેમનાં ધર્મપત્ની સરસ્વતીએ શૃંગારાત્મક પ્રશ્ન પૂછ્યા ત્યારે આચાર્યશ્રીએ આશ્રમ ધર્મની રક્ષા કરવા અમરૂ રાજાના શરીરમાં પ્રવેશ કરી ફરી પ્રગટ થઇ ઉત્તર આપ્યો છે પણ યથેષ્ટ આચરણ કર્યુંજ નથી. તેમ જે જે ઉદ્‌ગાર કાઢ્યા છે તે કેવળ શાસ્ત્રના પ્રમાણપુરસ્સરજ છે. શ્રીકૃષ્ણ કહે છે કે સંસારમાં ગુણ અને કર્મના વિભાગ છે માટે તે તે ગુણ અને કર્મને સેવવા માટે જ્યારથી સૃષ્ટિ શરૂ થઇ ત્યારથી બ્રહ્મારૂપે મ્હેંજ ચાર વર્ણોને સર્જ્યા છે. **चातुर्वर्ण्यं मयासृष्टं गुणकर्म विभागतः।** માટે જાતિથીજ વર્ણાશ્રમ ધર્મ માનવા. વિરાટ્ સ્વરૂપનું વર્ણન વેદમાં પુરૂષસૂક્તમાં આપ્યું છે તેમાં **ब्राह्मणोऽस्यमुखमासीत्** વગેરેથી ચારે વર્ણની પ્રતીતિ વિરાટ્‌સ્વરૂપની સાથેજ છે. શ્રીકૃષ્ણે અર્જુનને ક્ષત્રીય જન્મવાન્ માની ક્ષાત્ર ધર્મ પાળવા ઉપદેશ કીધો અને **स्वधर्मेनिधनं श्रेयः। हतोवा प्राप्स्यसि स्वर्गं जित्वावा भोक्षसेमहीं।** ઈત્યાદિથી ક્ષત્રીય તરીકે ધર્મ બજાવવા તત્પર કીધો. જો ગુણ કર્મથી જાતિ થતી હત તો તે વખતે તેને નપુંસકની પદ્દી આપી અતિ શૂદ્રનો ઈલકાબ આપી વિદાય કાં ન કરત? વળી અર્જુન શ્રીકૃષ્ણનો ભક્ત હતો શિષ્ય હતો છતાં દાસ તરીકે સ્વીકાર્યોજ નથી. પણ સખાભાવે ઉપદેશ આપ્યો છે

કારણ પોતે પણ ક્ષત્રીયરૂપે અવતરેલા હતા એટલુંજ નહીં પણ અર્જુનની સેવા **શ્રીકૃષ્ણે** સારથીરૂપે કીધી છે છતાં એને શુદ્ર કેમ ન કીધા ? **નરસિંહ મહેતો** જ્યારે **શ્રીકૃષ્ણુને** હાજર થવા ઇચ્છા કરતા ત્યારે ભગવાન્ હાજર થતા અને જેને કાંઇ જોઇએ તેને **નરસિંહ મહેતો** કહે ત્યારે આપતા છતાં **શ્રીકૃષ્ણુ** નરસિંહમેતાના હુકમને આધીન રહેતા માટે તેને પણ શુદ્ર કહેવા કે કેમ ? સીનેમેટોગ્રાફના પડદામાંથી, ફોનોગ્રાફની ચૂડીઓમાંથી, ચિત્રોની છબીઓમાંથી, પશુપક્ષીઓનાં કર્મમાંથી પણ જ્ઞાન મળે છે માટે તેને બ્રાહ્મણો કહેવા કે કેમ ? વિજળીના દીવા, પંખા, આગગાડી, ટ્રામગાડી વિગેરે સેવા કરે છે માટે શુદ્ર જાતિ ખરી કે કેમ ? આવા શાસ્ત્ર વિરૂદ્ધ સ્વકપોલકલ્પિત કુતર્કોથીજ તળીઆં વિનાના ભંભૂટીઆ જેમ સ્થિર રહેતા નથી પણ ઘુમરી ખાય છે તેમ આધાર વિનાના પોતાને પંડિત માનનારા પણ ઘોર અજ્ઞાનમાં ગોથાં ખાનારા જનો દેવ, ઋષિ, પિતૃઓ વિગેરેના શ્રાપથી ઘોર નરકમાં ભમ્યા કરે છે. આમ્રમાં જેમ લીંબોડીનો સ્વાદ હોયજ નહિ. તેવા વૃક્ષમાંથી જેમ લીંબડો ઉગે નહિ તેમ જે શુદ્ધ માત પિતાના વીર્યમાંથી ઉત્પન્ન થયેલા હોય છે તેઓના હૃદયમાં વર્ણસંકરતાનો વિચાર પણ આવતો નથી. માટે વૈદિક ધર્મની મર્યાદા જે અજ્ઞાની સ્વચ્છન્દથી તોડવા માગે છે તેની ઉત્પત્તિમાંજ ગડબડગોટો સમજવાનો છે. નીતિ એટલે એવું કામ કે જે એક વખતે સર્વ પ્રાણીઓ કરવા માંડે તો પરિણામ બધાને સુખરૂપ આવે. પોતાને સુખ આપે અને બીજાને દુઃખ આપે એવું જે કામ તેને અનીતિ સમજવી. કાયિક, વાચિક અને માનસિક કર્મમાં ( ૧ ) ચોરી કે જેમાં અસત્યાદિનો સમાવેશ થાય છે અને ( ૨ ) વ્યભિચાર જેમાં હિંસાદિનો સમાવેશ થાય છે આ બે અનિ-

તિના મુખ્ય અંગ છે. આ બે કર્મમાંથી બ્રહ્મજ્ઞાનિ પુરૂષજ મુક્ત હોય છે કારણ તેને સંસારની કોઈ લાલચો ફસાવતી નથી. સંસારના પદાર્થો તેને તુચ્છ જણાય છે માટે પ્રારબ્ધ ગમે તેવું નબળું હોય તો પણ તે સહન કરે છે પણ અવિહિત માર્ગથી પોતાનો સ્વાર્થ સાધતો નથી. પુરૂષની છાયારૂપ સ્ત્રીઓ ગમે તેવી સૌંદર્યવતી હોય તો પણ તેને વિષ્ટાની પૂતળી માની, ઘોર નરકનું દ્વાર જાણી, સ્વપ્ને પણ તેને મોહ ઉત્પન્ન થતો નથી. ઉલટો અજ્ઞાનિ પામર પ્રાણીઓ ઉપર કરૂણા કરી તેઓને વિષયાસક્તિ ઓછી થવા અને બ્રહ્માનન્દના અખૂટ પરિપૂર્ણ લાભરૂપ નિરતિશય સુખનિધિને મેળવાવવા માનાપમાન સહન કરીને પણ બનતો પ્રયાસ કરે છે. જેને પરમાત્માનું જ્ઞાન હોય છે અને જે જગતને મિથ્યા માને છે તે પુરૂષ જ્યાં સુધી શરીર રહે છે ત્યાંસુધી પ્રારબ્ધયોગે વિહિત ભોગ પ્રાપ્ત થાય તે સંતોષથી ભોગવે છે, શાસ્ત્ર વિહિત પ્રવૃત્તિથી સંસાર ચલાવે છે અને અજ્ઞાનિ પુરૂષોના કલ્યાણ માટે સર્વ કર્મને અનુમોદન આપી લોક સંગ્રહ માટે સર્વથી અધિક પવિત્ર, ઉજ્જળો, ઉદાર, પ્રતાપી, સ્તુત્ય નાગરિક વ્યવહાર કરી પરોપકાર અને પરમાર્થ તત્વમાં નિષ્ઠા રાખી જીવન ગાળે છે. માટે તેવા જ્ઞાનિનો ભય જગતને હોતો નથી પણ જેણે આત્મતત્વ જોયું નથી, યમના ભયને વિસરી ગયા છે, દેખાય છે તે સાચું છે, તે છોડી અદ્રસ્ય જે નક્કી નથી તેનો પ્રયાસ જે વ્યર્થ માને છે, અને મ્હોટા છઈએ ઉંચ્ચા છઈએ એમ દેહાભિમાનથી ઘોર અજ્ઞાનના નિશામાં ચકચૂર છે તેઓને ઈશ્વર તત્વમાં આસ્થા હોતી નથી. પોતા સમાન બીજો કોઇ વિદ્વાન છે નહિ એવા ક્રૂર પવનથી તેઓનું માથું ચસકેલું હોય છે. હૃદય ઉપર હાથ મૂકી, ઉંડો વિચાર કરી, પોતે અનાદિ કાળથી ચાલ્યા આવેલા સૃષ્ટિ પ્રવાહમાં અનન્ત વ્યક્તિઓમાંની એક નજીવી

ખુણામાં પડેલી વ્યક્તિ છે એમ માની પોતાના શ્રેયસ્ માટે ઇશ્વરી તત્વથી મળેલાં શાસ્ત્રો ઉપર શ્રદ્ધા, ભક્તિ અને ધ્યાનના યોગમાં પ્રવૃત્ત થવાને બદલે, અનુકરણી કેલવણીના અલ્પાંશથી, ધનના યોગથી, ધાર્મિક સ્વાતંત્ર્યથી બહિંપ્રવૃત્તના મોહમાં કીર્તિ અને સુકૃતનાં દર્શનથી છકી, ગાડરીયા પ્રવાહમાં શ્વાનવત્ ધુરકી, મ્હોટી સભાઓમાં મ્હોટે અવાજે ભભકાબંધ ભાષણો આપી, જ્યાં ત્યાં લાગ, વગ, આજીજી, ડોળ, દમામથી પોતાનું લાકડું ખડું કરવા, રાત્રિના અંધકારમાં જીવડા છાપાં રૂપે ઉડે છે તેમ ખરી વસ્તુના અજ્ઞાનમાં પોતે કાંઇક છે એમ મનાવવા મહા મહેનતે પણ છાપે ચઢવા, અને સર્વ ધાર્મિક પ્રવૃત્તિના પણ આગેવાન છીએ એમ દેખાડવા, જમાનાની ઉન્નતિની વરણાગીમાં શરણાયી ફુંકતા જીવડાઓનો ત્રાસ નીતિમાં વર્તેલો હોય છે. ' ઉપરથી અચ્છી બની ભીતરકી રામ જાણે '' ' ઢમ ઢોલ અને માંહે પોલ ' આવા ગારૂડી વિદ્યાના ઉપાસકો એમ માને છે કે અમૂક માણસો કહે કે આ ઠીક છે માટે ઠીક માનવાનું નથી, પણ પોતાની સુખાકારી જેમ સચવાય તેમ વર્તવામાં વાંધો નથી. માટે ઘોર અનીતિમાં વિચરે છે અને મ્હોટા માણસો અપવાદ રૂપે છે એમ મનાવે છે અને તેથી સ્વધર્મને વિચારવાનું સ્થાન સંડાસ અને પરધર્મનું પૂજન પોતાના પવિત્ર નિવાસમાં રાખે છે. આવા નરો બ્રહ્મલોકમાંથી વિષ્ણુલોક સુધી સરલતાથી પહોંચી શકે છે અને ધારે છે કે **શ્રી** કૃષ્ણ પોતેજ કહે છે કે સંધ્યા વન્દન, શ્રાધ્ધ, અતિથિ, દેવ કે બ્રાહ્મણનો સત્કાર, કે શાસ્ત્ર વિચાર આદિ કાંઈ કરવા જરૂર નથી માત્ર મ્હારે શરણે આવવું એનું પ્રમાણ **सर्वधर्मान् परित्यज्यमामेकं शरणं व्रज।** એમ આપે છે. તેથી શ્રૌત સ્માર્ત વર્ણાશ્રમના ધર્મ કર્મ છોડી મનને ફાવે તે માર્ગ કલ્પી તેને ભક્તિ એવું નામ

આપી યથેષ્ટ આચરણ કરે છે. દશે ઇન્દ્રિયરૂપ ઘોડાને છૂટા મૂકી મંદિરોમાં પ્રભુની આસપાસ ગેલ કરાવે છે. ભકતો ઘોડાઓથી પોલો (રમત) રમે છે, પોતાને પ્રભુ માનનાર અને મનાવનાર દેહાભિમાનીનું એઠું ખાય છે, મહા દ્રવ્યને ભોગે વિષય લોલુપ્સાના મેદાનમાં ઘોડાઓને હંકાવી ભકતોની હરિફાઈમાં પ્રથમ પદે ઈનામ મેળવવામાં પાવન થઈ કૃતકૃત્ય થવાની આશા રાખે છે અને આ માનવ શરીરરૂપી ગાડીને રઝળતી રાખી ઘોડા પાછળ ખુવાર થાય છે. પંચભૂત પાસેથી શુભ વૃત્તિથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ ચતુર્વિધ પુરૂષાર્થ સિદ્ધિ મેળવવા ભાડે રાખેલા મહાપુણ્યથી પ્રાપ્ત થયેલા આ માનવ શરીરને સુધારકો સુધરેલી ભક્તિદ્વારા અને અભણ જંગલીઓ સાંભળેલી ભક્તિદ્વારા વૃથા ભોગમાં ક્ષણિક સુખના ભાવથી પારકી મિલ્કત વિના હકકે વેચી મારે છે. જેની ફર્યાદ શિવલોકમાં જાય છે ત્યારે યમરાજા ન્યાય કરે છે. તે ન્યાયાસનના કાયદા શાસ્ત્ર છે તેનો ભંગ તો બ્રાહ્મ મૂર્તમાં પથારી અને પ્રિયાનો સંગ છોડતા નથી ત્યાંથીજ થયેલો હોય છે અને આડાઅવળા નિયમોને અમલમાં મૂકવાથી તેનો તિરસ્કાર કરેલો પણ હોય છે. વળી અવસાન સમયે ગડબડગોટેથી મેળવેલી સંપત્તિનું વસિયતનામું કરેલું હોય છે અને ન્યાયાસનમાં હાજર થવા મૃત્યુના કિંકર તેડવા આવે ત્યારે આનાકાની અને તાણુમતાણુ થયેલી હોય છે તેથી તેડાનો અસ્વીકાર. આ મુખ્ય પ્રથમદૃષ્ટયા (પ્રાઈમેફેશિઇ) ગુન્હા તો થઈ ચૂકયાજ હોય છે. હવે ગમે તો લીલા વિસ્તાર અથવા વૈકુણ્ઠ કે કૈલાસ ગમન માનો પણ આ યમરાજાના ન્યાયાસનમાં હાજરી આપ્યા વિના કોઇને છુટકોજ નથી. **શ્રી** કૃષ્ણ ભગવાનના **आदित्यानामहं विष्णुः । धाताऽहं-विश्वतो मुखः । रुद्राणां शंकरश्चास्मि । मृत्युः सर्वहरश्चाहं । अहं सर्वस्य प्रभवः ।** ઇત્યાદિ કહેલા વાકયોપરથી તેના ઉપાસકે ધ્યાનમાં રાખ-

વાનું છે કે મનુષ્ય શરીરવાળા **શ્રી** કૃષ્ણ પોતે તે રૂપે છે એમ માની કહેતાજ નથી પણ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ આદિ અખિલ જગતના નિયંતા, વ્યાપક અને પરબ્રહ્મ, સચ્ચિદાનન્દ સ્વરૂપની ભક્તિ કરવા કહે છે. તેનાં પ્રમાણરૂપ, **अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।** મનુષ્ય શરીરે મને જાણનારા પુરૂષો મૂઢ છે. **मया तत मिदंसर्वं जगदव्यक्त मूर्तिना ।** ઇન્દ્રિયોના અવિષય રૂપ મ્હારી મૂર્તિથી આ આખું જગત્ વ્યાપ્ત છે ઈત્યાદિથી સમ જવું જોઈએ કે જ્યારે પ્રભુ સર્વ ધર્મ છોડી પોતાનેજ શરણે આવવા કહે છે ત્યારે તેનો અર્થ એવો છે કે તત્ત્વજ્ઞાનથી મનનો નાશ કરી વાસનાક્ષયની સ્થિતિએ પહોંચી મ્હારા સ્વરૂપને પામો અને સર્વ અનર્થમાંથી મુક્ત થાઓ. એમ **स्वधर्मे निधनं श्रेयः** એટલે પોતે આત્મા છીએ એમ માનતાં નિધન કહેતાં નાશ થાય તો તે કલ્યાણ કરે છે જ્યારે **परधर्म** કહેતાં અન્તઃકરણ આદિના ધર્મ પોતામાં માનવાથી ભય આવે છે તેવા હેતુથીજ ઉપાસનાકાણ્ડાત્મક છેવટના ૧૨મા અધ્યાયમાં શ્રીકૃષ્ણ કહે છે કેઃ--

यत्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिन्त्यंच कूटस्थमचलं ध्रुवम् ॥

संनियम्येन्द्रियग्रामं सर्वत्रसमबुद्धयः ।
ते प्राप्नुवन्ति मामेव सर्वे भूतहितेरताः ॥

શમ, દમ, તપ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન યુક્ત થઈ, વિષય ભોગ વાસનાથી ઇન્દ્રિયોના સમૂહને વશ કરી, સર્વ વિષયમાં હર્ષ ને શોકથી, રાગ ને દ્વેષથી રહિત મતિથી અજ્ઞાન નષ્ટ કરી, સમ્યગ્

જ્ઞાનથી સમાનતાવાળી બુદ્ધિથી સર્વ પ્રાણીઓના હિતમાં પ્રીતિવાળા થઇ, મનેજ (પરમાત્માનેજ) પામવા અક્ષર, અનિર્દેશ્ય (દેખાડી શકાય નહિ તેવું), અવ્યક્ત, સર્વવ્યાપક, અચિન્ત્ય, અચળ, ધ્રુવ, કૂટસ્થ સ્વરૂપને ઉપાસવાનો વિધિ છે. પણ ધર્મ શબ્દનો અર્થ ટીલાં, વેશ, દેવ ઉપાસના, યજ્ઞ, દાન, તપાદિ કર્મનો વિરોધ કરી, અમૂક વ્યક્તિના કલ્પેલા ધર્મને સ્વીકારવાનો ઉદ્દેશ નથી તેમ દેવ પ્રતિમા આગળ માથું નીચે રાખી સ્તબ્ધ થવાનું પણ નથી. **શ્રી** કૃષ્ણ સર્વ ધર્મ છોડવાનું કહે છે ત્યારે તેની ભક્તિ એ ધર્મ નથી? શું તેના ભકતો ખાન, પાન, એશઆરામ, કુટુમ્બ ધર્મ, જ્ઞાતિ ધર્મ, રાજ્યધર્મ, વગેરે છોડે છે ખરા? જ્યાં સુધી શરીર રહે છે ત્યાં સુધી શરીરના ધર્મ, વર્ણાશ્રમના ધર્મ, કુળ ધર્મ, દેશ ધર્મ વગેરે રાખવાજ પડે છે. જો તેમાંથી ચૂકાય તો **શ્રી** કૃષ્ણ કહે છે કે અધર્મ ઉદ્ભવે છે, જયારે તેનું ફળ અર્જુન કહે છે કે **अधर्माभि भवात्कृष्ण प्रदुष्यन्ति कुल स्त्रीयः।** વળી **धर्मोएव हतोहंति धर्मोरक्षति रक्षितः।** માટે જે દેવની ઉપાસનામાં સ્ત્રીઓ દોષિત થાય તે અધર્માત્મક ઉપાસના છે. **શ્રી** કૃષ્ણ તેવા સ્થાનમાં પોતે કાલરૂપે ક્ષય કરવા હાજર છે. **कालोस्मिलोकक्षय कृत्प्रवृद्धो। लोकान्समाहर्तुमिहप्रवृत्तः॥** માટે યમરાજાના પ્રદેશમાંથી આખા જગતના સર્વ ભૂતોને અને તેનાં કાર્યોને પસાર થવાનું હોવાથી ક્ષેમકુશળનો પરવાનો મેળવવા યમસ્વરૂપને જાણવું જોઇએ. ઇશ્વરતત્ત્વનાં પરમધામમાં પહોંચવા માટે ઇશ્વર અને જીવ જુદા જણાય છે તે વિયોગ મટાડી ઐકયતારૂપ યોગ સિદ્ધ કરવા શાસ્ત્રમાં યોગનાં આઠ અંગ બતાવ્યાં છે તેમાં પ્રથમ અંગ યમ છે. આ યમ પ્રાણિના શરીરમાં રહેલા દશ ઇન્દ્રિયરૂપ ઘોડાને નિયમાવવા દશ લક્ષણવાળો છે.

अहिंसनं सत्यमचौर्यमार्जवं क्षमाधृतिशौचमुपस्थनिग्रहः ।
मिताशनंदीनजनानुकम्पनं यमादशैते मुनिवर्यसंमताः ॥

અહિંસા, સત્ય, અસ્તેય, આર્જવ, ક્ષમા, ધૈર્ય, શૌચ. બ્રહ્મચર્ય, મિતાહાર અને દીનજનો ઉપર દયારૂપ દશ પ્રકારના યમ છે. વળી,

जपस्तपोदानमथागमंश्रुति स्तथास्तिकत्वं व्रतमीश्वरार्चनम् ।
यथाप्तितोषोमतिरप्यपत्रपाबुधैर्दशैतेनियमाः समीरिताः ॥

જપ, તપ, દાન, વેદાન્ત શાસ્ત્રનું શ્રવણ, આસ્તિક ભાવવ્રત, ઇશ્વર પૂજન, જે મળે તેમાં સંતોષ, શ્રદ્ધા અને લજ્જારૂપ દશ પ્રકારના નિયમને પણ કહેલા છે. ઉપરના યમો પાળનારને યમોના અધિષ્ઠાતા ચૈતન્ય મૂર્તિ યમરાજાનો ભય નથી. કારણ એ યમો નિયમ રૂપ થઈ છેવટ સમાધિ દશાને પ્રાપ્ત કરે છે તેથી યમરાજા મદદરૂપ થાય છે. યોગથી જેઓએ આત્મતત્વનો સાક્ષાત્કાર કરેલો હોય છે તેવા પુરૂષોની ગતિ વિષે શાસ્ત્ર કહે છે કે, **नतस्य प्राणाउत्क्राम्यन्तितत्रैव शाम्यन्ति** વાસના ક્ષયવાન્ બ્રહ્મવેત્તાના પ્રાણો મૃત્યુ વખતે શરીર છોડી આગળ જતા નથી પણ શરીરમાંજ શાન્ત થઈ જાય છે. પણ જેઓ યમનો ભંગ કરે છે તેનાં કર્મો અજ્ઞાનાત્મક હોવાથી આસુરી ભાવથી અવિદ્યારૂપ ત્રિકાળ અંધકારરૂપ દર્શન પ્રાણીને હૃદયમાં થાય છે. વિષયરૂપ હાડકાંને મલીન મનરૂપી કૂતરો અન્તઃકરણરૂપ દાઢમાં ભોગરૂપે ચાવે છે અને ચિત્તની સ્થિરતારૂપ રૂધીરના આનન્દમાં મઝા માને છે. પછી અન્તઃકરણરૂપ દાઢ દુષ્ટ વાસનાના સંચયરૂપ સોજાથી નિષિદ્ધ કર્મનાં ફળરૂપ ઘોર અજ્ઞાનની ક્રૂરતારૂપ પીડાથી પીડાય છે.

છતાં વિષયની મમતા છૂટતી નથી. માટે ભવ વલ્લી તૃષ્ણારૂપ સર્પના પાશથી આસૂરી સંપતનાં વિકટ ફળ મૂઢ દશારૂપ પાડા ઉપર બેઠેલા, સત્તાના અમલને ભંગ કરનારને દારૂણ દંડ આપનાર પ્રચંડ દંડ ધારણ કરનાર યમરાજાનો ત્રાસ વ્યાપે છે. તેથી મરણ સમયે શરીરમાં ધ્રુજ છુટે છે, મુખ મલીન અને નિસ્તેજ થાય છે, વાણી રાંક થાય છે, સ્વર ગદ્દગદિત થાય છે, દંડ પડયો કે વાચા બંધ થાય છે, નાડીયો તુટે છે અને બેભાન બની મૂર્છીત થવાય છે. 'કરણી તેવી પાર ઉતરણી' એ ન્યાયે જે વસ્તુનું જીંદગીમાં ઝાઝું મનથી પ્રિય સેવન તેની ભાવના છેવટ સરવાળે ઉભી રહે છે અને ભાવના પ્રમાણે સિદ્ધિ આપનાર તૃષ્ણા ભુજંગ પંચ પ્રાણ, પંચ જ્ઞાનેન્દ્રિય, પંચકર્મેન્દ્રિય, અન્તઃકરણ ચતુષ્ટય, પુણ્ય, પાપરૂપ ક્રિયમાણકર્મ પૂર્વ જન્મના સંચિતકર્મ, અને અવિદ્યા એ પુરી અષ્ટકને ફરીવળે છે અને યમરાજા અન્તકાળે જેવી મતિ હોય છે તેવી ગતિ અનિષ્ટ હોવાથી સુખે સ્વીકારાતી નથી તેથી બળથી તે દશાને વશ કરે છે. માટે યમરાજાને હાથમાં દંડ અને પાશ હોય છે, પાડાનું વાહન છે તથા વિકરાળ કાળું સ્વરૂપ અને ક્રોધમય મૂર્તિ છે એમ મનાય છે. આ રાજાનો હિસાબ રાખનાર કારકુન ચિત્રગુપ્ત છે. જે લાંચીઓ નથી, સગો નથી, પરવાર રાખે એવો નથી, સ્વાર્થી નથી, જાગ્રતાદિ ત્રણે અવસ્થામાં, સર્વ દશામાં, સર્વ પ્રાણિઓમાં, સર્વ કાળે જાગતો રહે છે, તે કોઈના પ્રપંચમાં ફસાઈ, ગાફીલ બની, ભૂલ કરે એવો નથી; પણ સદા સાવધ, અતિ સમજુ, પરમ વિશ્વાસુ અને મહા ચતુર છે. તે સર્વના હૃદયમાં સાક્ષીરૂપે રહી અહર્નિશ પ્રાણીઓ જ્યારે જે કર્મ કરવા ધારે છે ત્યારે તે કર્મ સારૂં છે કે નઠારૂં છે તેની પ્રથમથીજ સૂચના આપનાર છે. જ્યાં જે કાયિક, વાચિક

કે માનસિક કર્મનો વિચાર ઉત્પન્ન થાય છે ત્યાંથી તે અમલમાં મૂકાય ત્યાં સુધીની સર્વ ભાવના અને કર્મોની છાપ હૃદયમાં દૈવીસંપત્તિના તિરોભાવ રૂપે પડે છે તેની ખબર કર્તાને હોતી નથી માટે તેને ગુપ્તચિત્ર અગર ચિત્રગુપ્ત કહેવાય છે. તે યમ રાજાનો (clerk of the crown) પ્રતિનિધિ છે અને ટુંકામાં મુદ્દા કાઢી યથાર્થ ન્યાય અપાવે છે. આ સત્તા ઉપર કોઈ દરજ્જાના પ્રાણીઓ કોઇ રીતે પોતાની અધિકતાથી લાગવગ લગાવી શકે તેમ નથી કે જેથી યથેષ્ટ આચરણ કરનારને ભય ન થાય. યમ રાજા કૂતરા સાથે રાખે છે તે એમ દર્શાવે છે કે સ્વચ્છન્દથી વર્તનાર ભયાનક પ્રાણીઓને ગન્ધથી શોધી શકનાર તત્ત્વસંપન્ન આ રાજા છે. માટે ગમે તે સ્થળેથી શિકાર હાથ કરે છે. માટેજ કહેલું છે કે અમર અને અજર રહેવું છે એમ ધારી વિદ્યા અને દ્રવ્યને મેળવો પણ ચોટલા યમરાજાએ પકડી છે એમ માની ધર્મને આચરો. આ પ્રમાણે સૂચનાઓ છતાં જો પ્રાણીઓ ચેતે નહિ. ધન, યૌવન, સત્તા અને અવિવેકથી દેવોને ઠગે, ગુરૂનો દ્રોહ કરે, વડિલોને અવમાને, બ્રાહ્મણ, શાસ્ત્ર, અને પોતાને પ્રતિકૂળ પાત્રોને નિન્દે, પોતે ઉચ્ચ છે એમ માને અને મનાવે. ઉચ્ચતાઈની જવાબદારી ન સમજે; રાજા થઈ શિકાર અને મોજશોખમાં વખત ગાળે, પરદેશીને હુશીઆર માની તેના ઉપર વિશ્વાસ રાખી મ્હોટા અધિકાર આપી પોતાના પ્રજાને પીડે, પરાધીન, પછાત અને અભણ રાખે, દેશ છોડાવી પરદેશમાં પેટ ભરવા ફરજ પાડે, પ્રજાના ધર્મમાં હાથ નાખી અવળે માર્ગે ઉતારે અને અધર્મી અનાચારીને ભ્રષ્ટ થવામાં ઉત્તેજન આપી ખરા ધર્મને વગોવે. ધનાઢ્ય લોકો સાર્વજનીક હિત માટે સાર્વજનિક દેવસ્થાનોને ન પોષતાં અમૂક વ્યક્તિઓની ઈચ્છાને આધીન થઇ દ્રવ્ય આપે, પોતાને ઈલકાબ

મળે માટે અથવા ધાર્મિક કહે માટે પોતાના આશ્રિતો ભૂખે મરતા હોય, પોતાના જાત ભાઈઓ સગાં સંબંધીઓ તાણમાં હોય છતાં મોટપ મેળવવા લાખો રૂપિઆને પારકા હાથમાં સોંપે: ગુરૂ આચાર્ય કે પુરોહિત થઈ શિષ્યને સવળે માર્ગે ચડાવવાને બદલે પોતાનો સ્વાર્થ કાઢવા તેની યોગ્યતાને માન ન આપતાં તરછોડે, નાણાં કઢાવી પરાધીન દશામાં મૂકે: સ્ત્રી થઈ પુરૂષો ઉપર અમલ ચલાવવા ઇચ્છે, પોતાના પતિને હિતમાં પ્રેરવાને બદલે પોતે આગળ પડી ધણીને હલકો પાડી માન ખાટવા ધારે, વિધવા હોય તેને વિષય ભોગ મળતો નથી માટે બહુ દુઃખી છે એમ એની આબરૂને ઉઘાડી, ખુલ્લો વ્યભિચાર, વિધવા વિવાહ રૂપે પ્રસારવા બૂમો મારે, છાપાં છપાવે, અને કુલ, જાતિ, દેશ અને શાસ્ત્રને લાંછન લગાડે; વિધવા થઈ પોતાના આત્માનું કલ્યાણ, વિષય તજી પ્રભુને ભજી જ્ઞાન કે યોગથી સાધી, પોતાના પતિની સદ્‌ગતિ થાય, કુળની શોભા વધે, અને જગત્‌માં દાખલો બેસે એવા એકાન્તમાં ગુપ્ત વ્યવહારને બદલે, જાહેરમાં પરમાર્થની પૂતળી બની, પરપુરૂષના સંસર્ગમાં પોતે હિંમત બનાવી પારકાનું ભલું કરવા લોકોને નાણા આપવા ભલામણ કરી ચોમેર શુભ અને વિહિત પ્રવૃત્તિ પારકાંના ભલા માટે રાખવી પડે છે એવો ડોળ કરી અન્દરખાને કીર્તિ લોભ, પોતાની સગવડ અને મ્હોટેરાં, સગાં વ્હાલાં, દેવ, પિતૃ અને ઋષિઓના તથા ન્યાતજાતના બંધનમાંથી છુટવા નાક નેવે મૂકી દોડ ધામ કરી મૂકે, વનિતાઓને વિશ્રામ આપવા મથે, સુવાવડ ખાતાને ખોલવા ધર્મ મનાવે, ઉપદેશક બની બ્રાહ્મણોની વૃત્તિઓને, શાસ્ત્ર, કુળ, ન્યાત જાતની મર્યાદાને ઉલ્લંઘે અને વિષય આધીન થઈ બાળહત્યા કરી પુનર્વિવાહના વાજામાં પવન વધારે; શિષ્ય થઇ ગુરૂભાવ રાખે, જ્ઞાન મળ્યું એટલે

કામ સર્યું એમ ધારી 'ગરજ સરી કે વૈદ વેરી' એ ભાવનાથી વર્તે, દેહાભિમાનમાં અંજાઈ, કર્તવ્યા કર્તવ્યનું ભાન ન રાખે; જેથી પ્રાણી અખંડ સુખરૂપ મોક્ષ મેળવી શકે એવી મદદને ધર્માદા કહે છે તે પ્રમાણે દ્રવ્યનો ઉપયોગ, ભૂખ્યાને અન્ન, અપંગને અન્ન વસ્ત્ર તથા સુપાત્ર અયાચકને આર્થિક મદદ આપવામાં, વાવ, કુવા, તળાવાદિ નવાણ, ધર્મશાળાઓ અને સદાવ્રત્તો બાંધવામાં, બ્રહ્મચર્યયુક્ત ધર્મ રક્ષક વેદ વિદ્યાની કેળવણીમાં કરવાને બદલે ગ્રહસ્થોની બૈરીઓને, જ્ઞાતિના શ્રીમાન્ ગ્રહસ્થોના બાળકોને, જેની ઉત્પત્તિનો પત્તો ન હોય, જ્યાં ત્યાં દુષિત ઉત્પત્તિને લીધે રઝળતા પડેલા, લાગે વગે ગરીબ છે એમ મનાવી ખરા પાત્રને ધક્કો મારનારાને, અનાથ છે એમ મનાવી દુષ્ટ કર્મને ઉત્તેજન આપી પોતાનું પેટ ભરવા અગર માન ખાટવા. પ્રજાના નાણાંને ખેંચવા અને ધર્મનો નાશ કરવા વગેરે નીચને ઉચ્ચ કરવા "કાળાં કાળાં સર્વ જાંબુ" એ ન્યાયે બધા હાડકાં ચામડાવાળા શરીરરૂપે એક છીએ માટે ખાન, પાન રોટી, બેટી વગેરેનો વ્યવહાર એક કરવા માથાં પછાડતા હોય છે ત્યારે વિપરીત સ્થિતિ જેનું વર્ણન નીચે થોડું આપેલું છે તેમ થાય છે.

## કલિ દર્શન.

કલિ તારી બલિહારી નિહાળી. વિપરીત રીતો તેં વર્તાવી, ટેક.

ધનિક થઈ, ધન ચોર બને છે, પંડિત થઈ પીડામાં પડે છે,
દંપત્તિ સુખમાં દુઃખ વસે છે, સાધુ થઈ સંસારે સડે છે. ૧

વસ્ત્ર (મોજાં) પગે, શિર ચામ ચડે છે, દિને ઉંઘી જન રાતે ફરે છે,
પુરૂષ છતાં જન સ્ત્રીને ભજે છે, જોતા શૃંગારને દેવ તજે છે. ૨

શિષ્ય થઈ ગુરૂ ભાવ ધરે છે, સેવક શેઠને તાબે કરે છે,
પાપી છતા પુણ્યવાન્ દીસે છે, રાજા થઇ પ્રજાને રીબે છે. ૩
પુત્ર પિતાને પૂર્ણ દમે છે, કુટુમ્બ કલેશ બહુ જમે છે,
પત્નિ પતિની ખોડ પુરે છે, દાના તેને દિવાના કહે છે. ૪

આવી સ્થિતિ આવી પડે છે ત્યારે ઈન્દ્રિયરૂપ ઘોડાઓ મનની ઢીલી રાસથી બુદ્ધિરૂપી સારથીના નિશાથી મન માને તેમ ભટકે છે, અને જેમ શરીરમાં રૂધિર બગડયાથી એક રોગ મટે કે બીજો થાય અને વૈદની કારી નિષ્ફળ થાય છે ત્યારે રેચ, હવાફેર, પરદેશ વગેરેની જરૂર રહે છે તેમ વિરાટ્ શરીરનું રૂધિર બગડે છે ત્યારે દુષ્ટોનો વિનાશ કરવા, ધર્મની સ્થાપના કરવા પ્રભુને નિરાકાર રૂપ છતાં સાકાર રૂપ ધારણ કરવા જરૂર પડે છે તેને અવતાર કહે છે. (૧) **મત્સ્ય** રૂપે, થોડેથી સંતોષ માનવા, (૨) **કૂર્મ** રૂપે, ઇન્દ્રિય નિગ્રહ કરવા (૩) **વરાહ** રૂપે, થોડા સુકૃતના બળથી અનન્ત દુષ્કૃત હઠાવવા (૪) **નૃસિંહ** રૂપે, પ્રભુની માયા દુરત્યયા છે તથા પ્રભુ વ્યાપક છે એમ મનાવવા (૫) **વામન**રૂપે, અતિ અભિમાન છોડાવવા, (૬) **પરશુરામ**રૂપે, કેવળ રજોગુણ પ્રવૃત્તિજ કલ્યાણકર નથી એમ દર્શાવવા (૭) **રામ** રૂપે, સદાચાર એજ મનુષ્યનું કર્તવ્ય છે એમ વર્તિ દેખાડવા (૮) **કૃષ્ણ** રૂપે, ઘોર અનીતિમાં ધર્મનું રક્ષણ કરી સદવર્તન રાખવા બોધ કરવા, અને ભક્તો **શ્રી રામ**રૂપે વર્તિ દેખાડયું અને **શ્રી કૃષ્ણ** રૂપે કહી દેખાડયું તેમ વર્તે છે કે નહિ તે જોવા (૯) **બુદ્ધ** રૂપે અવતરેલા છે. ભકિત ત્રણ પ્રકારની છે. વૈદિક, કાયિક અને લૌકિક ભક્તિ. વેદ શાસ્ત્રનો અભ્યાસ, અને બ્રહ્માર્પણ બુદ્ધિથી યજ્ઞાદિ કર્મો તેને વૈદિક ભક્તિ કહે છે. જપ, તપ, વ્રત, જ્ઞાન, ધ્યાન, સદાચાર અને સુવિચારરૂપ કાયિક ભક્તિ છે.

દર્શન ભોગ વગેરે જે હાલમાં ભાવના દેખાડવામાં આવે છે તે લૌકિક ભક્તિ છે. (જુઓ શિવ ભક્તિ કલ્પલતા) આ છેવટની ભક્તિ અધમ છે છતાં તેમાં પણ જ્યારે વ્યભિચાર, દ્વેષ, અજ્ઞાન અને આગ્રહ પ્રવર્તે તો પછી આવા ભકતો પ્રભુનું નામ લે છે અને ભોગમાં પડેલા છે તેઓને તે રૂપે, પણ જેઓ જમાનાની અંધાધુંધીમાં, સ્વાતંત્ર્યના સ્વચ્છન્દમાં, સામાન્ય નીતિના સુભંગમાં, ઇન્દ્રિયોના આરામ માટે દુષ્ટોના સંગમાં અને સનાતન માર્ગને ફિએડી નાખવાના અતિ ઉમંગના પ્રસંગમાં ખીન પરવાર વિચરે છે. માટે કલંકિત ઈન્દ્રિયોરૂપ ઘોડાની ભાવનાવાળા ઓને અકલંકિત ઘોડાના નિષ્કલંક અવતારરૂપે છુંદવા દશમો અવતાર ધારણ કરશે. જેઓના વ્રત સત્યજ છે, સર્વ પ્રાણીઓ ઉપર પોતાપણાના ભાવથી દયા છે અને કામ અને ક્રોધ વશ છે **सत्यमेववृत्तं यस्यदयाभूतेषु सर्वदा । काम क्रोधौवशेयस्य स साधु कथ्यते बुधैः ॥** એવા સાધુ પુરૂષોનું રક્ષણ જરૂર કરશે. નીતિના સામાન્ય નિયમમાં સત્ય મુખ્ય છે. (૧) અસત્યથી બુદ્ધિ અસત્યની ભાવનાવાળી થાય છે તેથી લોકમાં અપકીર્તિ મળે છે. હૃદય ભયગ્રસ્ત થઇ દુ:ખી રહે અને ભાવના અસદ્ છે માટે મૃત્યુ વહેલું આવે છે અને અસત્યરૂપ કરી દે છે માટે સત્ય બોલવું, વિચારવું અને આચરવું જેથી પોતે સત્‌રૂપ થઈ સુખી રહીએ. (૨) અહિંસા એટલે મન, વાણી અને શરીરથી કોઇને પીડા ન કરવી તે.

**सर्वाण्ये वापि धीयंते पदजातानि कौंजरे**

**एवं सर्वमहिंसायां धमार्थमपि धीयन्ते ॥**

જેમ હાથીનાં પગલાં વિષે સર્વ પ્રાણીઓનાં પગલાં સમાય છે તેમ અહિંસા વિષે યજ્ઞ, તપ, દાન વગેરે સર્વ ધર્મ અને

અર્થ સમાય છે માટે અહિંસા પરમ ધર્મરૂપ ગણાય છે. આ ધર્મનું પરિપાલન સંસાર છોડી પ્રારબ્ધવશાત્ જે ખાવાપીવાનું મળે તેથી નિભાવી સર્વ કર્મથી અટકી કેવળ ઈશ્વર તત્ત્વમાંજ વૃત્તિ ગાળનાર મનુષ્ય કરી શકે તેમ છે. કારણ જગત્‌ના વાતાવરણનો વિચાર કરતાં કઈ ચીજમાંથી કઇ જગાએ, કયે વખતે, કયો જીવ દેખાશે તેનો યથાર્થ નિર્ણય કરવો અશક્ય છે. પૃથ્વી, વનસ્પતિ, જળ, અગ્નિ અને વાયુમાં પણ જીવોનું દર્શન થાય છે. માટે અદૃસ્ય રીતે કે દૃસ્ય રીતે જીવ વિનાની કોઈ જગા છેજ નહિ. તેથી જાણથી કે અજાણથી જીવો એકબીજાને આધારે રહેલા છે. વનસ્પતિ વૃક્ષો વગેરે ખનિજ પદાર્થને આધારે, વનસ્પતિ, વૃક્ષ વગેરેને આધારે પશુ, પક્ષી અને મનુષ્યો રહેલા છે. વળી એકજ શરીરમાં અનેક જીવોનો સંભવ છે. જેમકે પેટમાં કૃમી હોય છે, તેમ જળ, અગ્નિ અને વાયુમાં પણ જંતુઓ હોય છે, માટે કયો જીવ કોની હિંસા કરે છે તેનો ખરો નિર્ણય ઉપરચોટી દૃષ્ટિથી થઈ શકેજ નહી. અહિંસાના મૂળ અર્થને માની તે પ્રમાણે વર્ત્તન રાખવું સંભવી શકે તેમ છેજ નહીં. કારણ વાણી એટલે અવાજ. કયો અવાજ કોને કેટલી અસર કરે છે એના માપ વિના જગતનો વ્યવહાર થયાજ કરે છે. મનુષ્ય, પક્ષી, પશુ, વૃક્ષ, જળ, અગ્નિ, વાયુ અને આકાશ પોતાની અનુકૂળતા પ્રમાણે બીજાની સ્થિતિનો ખ્યાલ કર્યા વિના શબ્દરૂપ અવાજ કર્યા કરેજ છે. તેમ વંટોળીઓ, અગ્નિ, જળ વગેરે ઉથલ પાથલ કરી નાખે છે. માત્ર પ્રવૃત્તિમાં મનુષ્ય, પક્ષી કે પશુ, પોતાની ઉત્તમતા, અનુકૂળતા અને સુખાકારી માટે અભિમાનથી બીજાને હલકા પાડી, બીજાની શક્તિને હરી પોતાને માટે બધું મેળવવા યત્ન કરે છે અને ધર્મ, અર્થ અને કામ, પોતે સર્વથી

વધુ મેળવે એવા ઉપાયો રાત દિવસ કર્યા કરે છે. તેથી મન, વાણી અને શરીરથી એક બીજાની હિંસા થવી એ સંસારનો સ્વભાવ છે. હિન્દુશાસ્ત્ર કહે છે કે જીવની પરલોકમાં ઉત્તમ ગતિ તથા આ લોકમાં અભ્યુદય માટે વૈશ્વદેવ, યજ્ઞ, પિતૃતર્પણ અને દેવપૂજન કે જેની અદૃષ્ટ પાતક ધોવાની અદૃષ્ટ અસર છે એવા તત્વને યથાવિધિ, શુદ્ધિપૂર્વક, સામગ્રી, સમય અને સાવધાનતાથી, નિત્ય સેવી ભોજનાદિ માત્ર પ્રવૃત્તિ કરવી એજ મનુષ્યોનો મુખ્ય ધર્મ છે. તેથીજ ખાંડવા, પીસવા, રાંધવા, પાણી ભરવા અને વાસિદા વગેરેના અનિવાર્ય કામ-કાજોમાં અદૃષ્ટ રીતે સ્વાભાવિક હિંસા થયા કરે છે તેનું નિવારણ થઈ શકે તેમ છે. આ પાતકમાંથી બચાવનાર એક હિન્દુધર્મજ છે તેથી તે સનાતન અને શ્રેષ્ઠ મનાયો છે. કેટલાક પુનર્જન્મને ન માનનારા, આ શરીરથી પર બીજું શરીર કે આ લોકથી પર બીજો લોક છે એમ ન સમજી શકનાર મનુષ્યો, પ્રાણીની ઉપયો-ગિતાનો ખ્યાલ કરી બુદ્ધિપૂર્વક કોઇને ઇજા કરવી એને હિંસા માને છે અને સ્થૂળ દૃષ્ટિથી આજ આશય સર્વના હૃદયમાં સ્વાભા-વિક દિસે છે. તે ન્યાયે અહિંસાનો અર્થ એવો કરવામાં આવે છે કે પૃથ્વી, વનસ્પતિ, જળ, અગ્નિ, વાયુ અને આકાશ નિર્જીવ છે જ્યારે પશુ, પક્ષી, જંતુ અને મનુષ્યોમાંજ માત્ર જીવ છે. તેમાં પણ કેટ-લાક એવા પણ લોકો છે જે ઇંડા, મરઘાં, માછલાં આદિમાં જીવ પણ માનતા નથી અને પોતાની નિત્ય ખાવાની વસ્તુઓ શાકભાજીરૂપે ગણે છે. આ પ્રકારે મનુષ્યોમાંજ જીવને માનનાર વ્યક્તિઓ પણ છે. તેથી જીવ કોને કહેવો તે ઉપર કોઇનું લક્ષ્યજ નથી. હિન્દુઓ જ્યારે અમુક હદમાં માંસ ભક્ષણ વિહિત માને છે, જૈન લોકો કાંદા બટાટાદિ કંદ ખાવામાં પણ હિંસા માને છે ત્યારે ઈતર વર્ગ મનુષ્ય શિવાય માત્ર શરીરના માંસનું ભક્ષણ અનુકૂળ માને છે. ભારત

ભૂમિમાં મૂળ ધર્મ પ્રમાણે જોતાં બુદ્ધ ધર્મનો પ્રસાર અતિ થયો, યજ્ઞો બંધ થયા, શ્રાદ્ધાદિ ધાર્મિક ક્રિયાઓનો લોપ થયો ત્યારે શ્રીમદ્ શંકરાચાર્યે વર્ણાશ્રમ ધર્મને ફરી સ્થાપી, બુદ્ધાનુયાયીઓને પાખંડી ઠરાવી તેમનો ઘણે ભાગે નાશ કર્યાને હાલ લગભગ ૨.૩૮૯ વર્ષ થવા આવ્યાં છે તે દરમિઆન કાળા ધોળા એવા વર્ણોનું મિશ્રણ થવા લાગ્યું. રાજ્યસત્તા અન્તરકલેશથી, અવિશ્વાસથી તથા સ્ત્રીઓને વશ થવાથી વિદેશ ચાલી ગઇ અને ધર્મસત્તા ન ધણીઆતી થઈ તેથી પાખંડ વધતો ચાલ્યો. લોકો પર ઉત્કર્ષ સહન ન કરી શકવાથી શાસ્ત્ર, વેદ અને ધર્મને નામે ગારૂડી, તેમજ મેલડી આદિના ચમત્કારોથી અજ્ઞાની મૂઢ જનોના ઉત્તેજનથી પોતાના મૂળ ધર્મમાં પ્રવૃત્તિ ન થવાથી અને ઝાઝા અવળે માર્ગે જવાથી તેમજ પોતાની નિર્વાહ ચિન્તાથી ઉત્તમ વર્ણ પણ ઝંપલાયા. પરિણામે મમતાનો વેરા માયલો નાડો પકડાયો અને અન્તરદ્વેષની ગાંઠો જામી ગઇ આથી વર્ણવ્યવસ્થા રખડી પડી છે. વર્ણાશ્રમના ધર્મનું પરિપાલન કરવા માટે વાજા વગાડનારા પણ ઉપદેશ આપવા આરમ્ભમાં શૂરા પણ આચરણમાં નિઃસત્વ પણ પોતાને કહાવે બ્રાહ્મણો અને નમે શૂદ્ર સહિત અઢારે વર્ણોને. હોય શેઠ પણ સત્તા શેઠાણીનીજ દેખાય. માનતા હોય હિન્દુ પણ આચાર વિચાર અતિ શૂદ્ર કે મ્લેચ્છથી પણ નાપાક હોય. એકબીજા એકબીજાની વૃત્તિના સાધનમાં ફાવે તેમ ઘુસે અને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચારે પુરૂષાર્થમાં સંકરતાનું પરિબળ જામતું જાય છે તેમ તેમ અનાચારીઓ ફજેતો કરતા જાય છે અને પોતાની ન્યાતનો વધારો કરી પોતે સારા, સુધરેલા, સમજુ અને દેશોન્નતિ કરનાર મનાવે છે. તેવા પ્રતિસ્પર્ધિ સહન ન થવાથી ચોમેર મંડળો, સમાજો, સભાઓ, વગેરેથી બૂમરાણ કરી મૂકે છે પણ ઘરનો અંદરનો સડો દૂર કરી શકતા

નથી. ઉપરના આડમ્બરથી પ્રતિપક્ષ વધારેને વધારે ફાવે છે અને આ લાંપડી ઈન્દ્રિયથી ડગુમગુ મનવાળા 'હાર્યા જુગારી બમણું રમે' એ ન્યાયે વિદ્વાન્ પંડિતોદ્વારા ઉહાપોહ કરી ધર્મધ્વજા ઉંચે ને ઉંચે ચડાવે છે; પણ દિલગીરી ઉપજે છે કે હિરો કાચને મૂલ્યે ચાલ્યો જતો જોઈ શકતા નથી. હિન્દના ચાર ભાગ પડયા છે. હિન્દિ, બંગાળી, દક્ષિણી અને ગુજરાતી. તેમાં ગુજરાતી પક્ષ આવા સુધરેલા અને વિદ્યાથી ઝળકતા રાજ્યમાં પણ ૯૦ ટકા અભણ છે અને જે સાક્ષર છે તેમાંથી ૮૦ ટકા વિદેશીય અનુકરણ અને સ્વદેશી તિરસ્કરણથી રાક્ષસરૂપે આન્તર શત્રુઓ છે જ્યારે ખરા વિદ્વાન્ આચાર અને શીલસંપન્ન શેષ ભાગને ખાવાના સાંસા છે અને વૃત્તિ માટે આશ્રય પણ કોઈ આપતું નથી. ઘણી વખત સાંભળવામાં આવે છે કે ગુજરાત ગાંડી છે અને એ વાત પણ ખરી લાગે છે. કારણ કે સર્વ કાર્યમાં પ્રથમ ડગાની હોય તો આ ગુજરાતી પ્રજાજ છે. જે ઠેકાણે ધર્મને બ્હાને અગર ઠાકોરજીને નામે અનર્થ અર્થરૂપ થાય છે; ભગવાં લુગડાં મુસલમાન પહેરી ફરે પણ એમનો મહિમા મનાય છે; સંત, સાધુ કે પરમાર્થીનો વેશ ધારી ધર્મનું કામ છે એમ મનાવી નાણાંની મ્હોટી રકમોની માગણી કરી પરમાર્થ કરવાનું બ્હાનું બતાવે ત્યારે આવા ત્યાગીને દ્રવ્યને અડકવાનો અધિકાર નથી અને લેનાર દેનાર પાતકી થાય એમ જાણે છતાં તેની ઈચ્છાને અનુસરે; તન, મન અને ધન સર્વનો ભોગ આપે; મ્હોટાં ભાષણ કરાવી છાપાદ્વારા ભીખ માગે અને અજ્ઞાની લોકોની લાગણી ઉપર અસરકારક ગીતોથી હલ્લો કરી શરમમાં નાખીને નાણાં પણ કઢાવે તે પ્રજા ભોળી અને ગાંડી શિવાયની કઈ ઉપમાને યોગ્ય હોઈ શકે? પુરૂષો જો આવા મોહાન્ધ થયા તો પછી સ્ત્રીઓ કે જેનાં ચરિત્ર દેવો પણ જાણી ન શકે તે માટે પૂછવુંજ શું?

વળી ઘણે ભાગે બ્રાહ્મણ, સાધુ, બાવા, ધાર્મિક ખાતાંવાળા વગેરે સ્ત્રીઓને મળી પોતાનો શિકાર કરનારાજ હોય છે. જો ગુજરાતી-ને અંગ્રેજ મળે તો પારસી ન જોઇએ, પારસી મળે તો દક્ષણી ન જોઇએ અને દક્ષણી મળે તો ગુજરાતી ન જોઈએ જો પારકો મળે તો ઘરનો માણસ નહીં જોઇએ અને ઘરનો માણસ મળે તો તેને નિર્વાહ મળે નહીં. ઘરના છોકરાં કે જેને આચારે, ધર્મ, ન્યાત જાત, કુળ, ઈજ્જત, આબરૂ વગેરે છે તેને સારા તેમજ યોગ્ય, સ્વધર્મનિષ્ઠ અને પૂજવા યોગ્ય વિદ્વાન્ બ્રાહ્મણોને ન સોંપતાં, નકલી લુગડાં પહેરનાર, નાટક ચેટક, છાપાં, વગેરેની ડંફાસ હાંકનાર, રજનું ગજ કરનાર, પરધર્મી, માંસાહારી, મ્હોટી તૃષ્ણા-વાળા અને વ્યસને ચડાવનાર પુરૂષોને સોંપવામાં ઉન્નતિ માને! સેંથો કેમ પાડવો, પોલકાં સાડીની ફેશન કેમ જાળવવી, ચીપી ચીપી કેમ બોલવું એવું શીખવનારને સેંકડો રૂપીઆ, ગાડીઘોડા, વગેરેની સગવડ જ્યારે ઉત્તમ સદ્બોધ આપનાર, પરમ હિત ચાહ-નાર પવિત્ર પુરૂષોને ટુંક પગાર અને પગરખાંફાટનો સત્કાર હોય છે! આથી પ્રજા બહુ નાજુક, કોમળ, સ્વચ્છન્દી, ઈર્ષ્યાળુ અને પરાધીન થાય છે અને વિદ્યાનો લાભ જરા પણ મળતો નથી. કદાચ એમ બનતું હોય કે બોલવે ચાલવે ફક્કડ થાય છે ખરા. આવા વખતમાં પાખંડ આગળ આવે છે અને ખરા ધર્મની ક્રિયાના અને બળના અજ્ઞાનનો લાભ લે છે. કીડી, મંકોડી, પક્ષી, મરઘાં વગેરેની હિંસા થાય છે અને બીનઅપરાધી પ્રાણીની યજ્ઞને નામે આહુતિ અપાય છે એમ દલિલો થાય છે. હિન્દુ ધર્મ પ્રમાણે મનુ-ષ્યમાં મુખ્ય બ્રાહ્મણ અને પશુમાં ગાય મનાય છે તેથી બ્રાહ્મણો અને ગાયો પરમપૂજ્ય ગણાય છે. માટે ક્ષત્રિયોએ ગોબ્રાહ્મણ પ્રતિ-પાલનું પદ ધારણ કરેલું છે અને વૈસ્યોએ ગોપાલનું પદ ધારણ

કરેલું છે. બ્રાહ્મણોમાં શું શક્તિ હતી, છે અને હશે એ ચમત્કાર જ્યારે બીડી, ચલમ, સુરા પીતાં, વૈશ્ય, કારીગર આદિની વૃત્તિથી તૃપ્ત થતાં, વ્યભિચાર, પુનર્વિવાહ અને અયોગ્ય પ્રતિગ્રહથી કંટાળી પરવારશે ત્યારે સ્વતઃ બ્રાહ્મણોજ ફરી બતાવશે. તેમ મનુષ્ય તરીકે જીવવાના હક તેમના ટકી રહ્યા છે પણ અબોલ પ્રાણી ગાય છે અને જેને વિષ્ણુનું અંગ ગણવામાં આવે છે તેને બચાવવા યત્ન સારા કરવામાં આવે છે પણ લોકોને જેવી જોઈએ તેવી સમજ સર્વ અંશે પડતી નથી માટે એ વિષે વિવેચન કરવા જરૂર છે.

ગાય એવું પ્રાણી છે કે જેનું દુધ, છાણ, મૂત્ર, ખરીની રજ, પૂંછડું અને પરસેવો મનુષ્યોને જીવન તત્વમાં શક્તિ આપનાર છે. ગાયના શરીરમાં એવા પ્રાણો, તન્તુઓ અને ચક્રોની રચના છે કે જે જે વસ્તુ ગાય ખાય છે તે તે વસ્તુ ગમેતેવી હોય પણ તેનું સત્વ દુધરૂપ થાય અને રજ મૂત્ર અને જન્તુનાશક ક્ષારરૂપ થાય છે અને તમઃ છાણ નિદ્રા તેમજ પ્રમાદને દૂર કરનાર થાય છે. પૂછડાનાં વાળમાં વિદ્યુત્ શક્તિ રહેલી છે જેથી દૃષ્ટિને સતેજ બનાવે છે માટે પૃછડુ વંદાય છે. તેમાં ચૈતન્ય સ્ફુર્તિ વિશેષ છે કારણ કે જ્યારે વાછડું ધાવતું હોય ત્યારે મહા આનન્દદર્શક પૂછડું હલાવે છે. મનુષ્ય જ્યારે પ્રસન્ન થાય ત્યારે હૃદયમાં આનન્દ થાય છે અને તેથી અન્તઃકરણની ઇન્દ્રિયદ્વારા તે આનન્દ પ્રગટ કરે છે તેમ વત્સ જ્યારે પ્રસન્ન થાય છે ત્યારે પૂછડું અતિ હલાવે છે તેથી પવિત્ર એવાં આનન્દ મૂર્તિ ચૈતન્યનું સ્થાન પૂછડુ ગણાય છે. ગાયના દુધથી **घृतेन वर्धते आयुः पयसावर्धते ननु ।** આયુષ્ય સુખકર થાય છે અને શરીરની વૃદ્ધિ થાય છે. આ દુધ શરીરને સત્વગુણ આપે છે અને તેથી બુદ્ધિતત્વ ખીલે છે તેથી જ્ઞાન થાય

છે માટે માત્ર પવિત્ર કર્મમાં ગાયનું ઘી અને દુધ વપરાય છે. જ્યારે મંદવાડમાં કોઈપણ ખોરાક પચતો નથી ત્યારે દુધજ જઠરને ઠેકાણે લાવવામાં અનુકૂળ ગણાય છે અને જીવનનું અસાધારણ કારણ ગણાય છે. ભેંસ, બકરી, ઘેટી, ગધેડી અને ઘોડીનાં દુધો કામમાં આવે છે પણ ગાયના દુધના ગુણો તેમાં નથી હોતા. કારણ કે બીજા દુધથી આસુરી વૃત્તિ વધે છે જ્યારે આ દુધ દૈવી સંપત્તિ આપે છે. ગાયનું મુખ અપવિત્ર ગણાય છે તેનું કારણ એ છે કે તમોગુણાત્મક ભાગનો વિકાર મુખના આગળના ભાગમાં લાળરૂપે થાય છે તથા અતિ તામસ વિષ્ટાને ખાય છે અને હવા કારબોનીક એસીડની નીકળે છે. પણ ગાયનો પરસેવો રૂવાડાંમાંથી નિકળતાં ઓકસીજન રૂપે હવા બહાર આવે છે અને બહારની હવાને શુદ્ધ બનાવે છે માટેજ ગાયનાં રૂવાડાં પવિત્ર ગણાય છે અને જ્યોતિર્મય જીવન આપનાર હવારૂપ દેવો ગાયને રૂવાંડે રૂવાંડે મનાય છે. તેથી ગાયની ઉપરથી સેવા કરનારને ક્ષય જેવા ભયંકર રોગ પણ મટી જાય છે તો પછી બીજા રોગનું શું કહેવું? આ કારણને લઈને પણ ગાયને ખોરાક આપી, પ્રસન્ન કરી, હિંસોરા લેવરાવી, રોમાંચ ખડા કરાવી, થાપડી સેવા કરવાનો વિધિ છે. આપણા હિન્દુ લોકો દુધથી જીવનની રક્ષક, છાણમૂત્રથી અંગની રક્ષક, એ રીતે તન, મન અને ધનની રક્ષક કામધેનુ હોવાથી તેને સૃષ્ટિના રક્ષક શ્રીવિષ્ણુરૂપ માની પૂજે છે, સેવે છે અને ગુણનું સ્થાન અનુભવે છે. વળી ગાયની પ્રજા વાછડા છે તે બળદરૂપે હોય તો ખેતીના આધારરૂપ છે. હાલ જમાનાની કૃત્રિમ યંત્રતંત્રની યુક્તિઓથી ભલે ખેતીના કામમાં બળદની જરૂર ન દેખાય પણ અનાજનો રસજ મીઠાસે ઓછો થતો જાય છે, પાક થોડો ઉતરે છે, જીવજંતુઓ ખાઈ જાય છે અને અનાજ શરીરમાં રહી જેવી પુષ્ટિ આપવી

જોઈએ તેવી આપતું નથી. વળી યંત્ર તંત્ર કાદાચિત્ક છે એટલે નિત્ય ટકે તેવાં નથી. જે શસ્ત્ર અને શાસ્ત્ર પ્રયોગો રામાયણ અને મહાભારતમાંથી સાંભળીએ છીએ તેના જેવા હાલ પણ આ યુરોપીય પ્રચંડ યુદ્ધમાં હોવાનું સંભળાય છે. પણ જેમ તે પ્રયોગોનાં સાધન ભારતભૂમિમાં નષ્ટ થયેલ છે તેમ કદાચ થોડો વખત યંત્ર તંત્ર ટકે પણ જે કામ અસલ કરે છે તે નકલથી ન થાય. જે કામ ગુણિકા ગાયન કરતાં કરે છે તે ફોનોગ્રાફની ચૂડીથી નજ થાય. તેમ બળદના પગની, તેની મનોવૃત્તિની, તેના પરસેવાની, તેના છાણની અને તેના મુખમાંથી નીકળતી હવાની અસર સૂર્યના તાપ, વાયુ અને પૃથ્વીના રજકણોની સ્વાભાવિક ગતિથી મિશ્રણ પામતી જાય છે તેવી ચક્રના વેગથી ભલે ઝટ કાર્ય સિદ્ધ કરી આપતી દેખાય પણ અસલ તત્વની ટોચે ન આવે. વળી બળદો નિત્ય તત્વરૂપ છે માટે ખેતીને આબાદ બનાવવા, ધાન્યને સુરસ કરવા, પાકને પુષ્કળ ઉપજાવવા, ઇતર પ્રાણીઓના ત્રાસમાંથી મુક્ત રાખવા, મનુષ્યોના શરીરને મજબૂત બનાવવા, બુદ્ધિને સતેજ રાખવા અને સ્વતંત્ર રહેવા, ગાય જે આ બળદોનું ઉત્પત્તિસ્થાન છે તેનું રક્ષણ જીવ આપીને પણ કરવુંજ જોઈએ. વળી નાસ્તિક શિરોમણી સુધારક વિદેશીઓને પણ મહાત્રાસકારક શિતળાદેવી કે જે સર્વ શરીરોની વહેલી મોડી ખબર લેજ છે અને ગધેડું કે જે તેના રક્ષકને પણ લાત મારે છે, પ્રસન્ન હોય છે ત્યારે બિભત્સ દેખાવ કરે છે અને ભયંકરપણે ભૂંકે છે તેથી પાસે ઉભેલાને અક્કલ શૂન્ય દેખાય છે તે વાહન આ દેવીનું છે એટલે જેનો ભેટો કરે તેની દશા કેવી કરે છે તે સર્વના અનુભવમાં છે. ઘણું કરીને તો તે પ્રાણજ લે અગર જવર આપે અને છેવટ સીલકમાં પણ ડાઘા પાડી નાખી મોઢું બેડોળ બનાવી દે

છે. આ ત્રાસમાંથી આબાદ રાખી બચાવનાર વિષ્ણુ દૈવત રૂપ પ્રથમ ગાયના છાણની રક્ષા અને બીજું તત્વ આ ગૌ શક્તિના પુત્ર વત્સરાજના પેટમાં આઉ (Udder) રહેલું છે જેથી બાળકને શીળી કાઢવામાં આવે છે. આ ચમત્કાર પ્રત્યક્ષ છે. આ રીતે નફટ અને મહા ભયાનક તત્વને વિરોધિ બળદ છે માટેજ મહાદેવજીનું વાહન છે. એટલે શિવ શકિત રૂપ છે તેનાં અધિષ્ટાન રૂપ ગાય છે. ગાયની ખરી જયાં પડે ત્યાં તેના રૂવાડામાંથી નીકળતા પરસેવાથી ભૂમીના તામસ વિકારો નષ્ટ થાય છે માટે તેની રજ પણ જીવનને સમર્થ આપનાર છે. ગાયના છાણ અને મૂતરની મેળવણીને સુકવી કપૂરકાચલી, કંકુ, ગંગાજળ અને કપીલા ગાયના દુધમાં ભેળવી સર્વ પાપ વિનાશક ભસ્મ પણ બનાવવામાં આવે છે. આ પ્રમાણે જેના સ્થૂળ શરીરના વિકારો છે તેના સૂક્ષ્મ શરીરનો વિચાર કરતાં અદભૂત ચમત્કાર જણાય એમાં આશ્ચર્ય શું ? આ ગાય જયારે દોહવી હોય ત્યારે પ્રથમ વાછડાને ધવરાવવામાં આવે છે. વાછડું ઢીંક મારતું જાય, દુધ પીતું જાય પણ ગાય તેને ચાટતી જાય છે અને પોતાનું દુઃખ દેખાડતી નથી અને છેવટ છુટા પડેલાને પણ નજર આગળ રાખી ચાટે છે અને જેમ જેમ વાછડું ધાવે તેમ તેમ પ્રાસો મૂકી દુધને ઉતારતી જાય છે. આ તેનો નિરતિશય પ્રેમ બાળકો ઉપરનું માતાનું હેત, દયા અને રક્ષા પ્રગટ કરે છે અને ( Charity begins at home) એટલે પ્રથમ શક્તિનો ઉપયોગ ઘરના માણસોની રક્ષા માટે કરવાનો વિધિ બતાવે છે. વળી અસંખ્ય ગાયોનું ટોળું હોય તેમાંથી વાછડું પોતાની માનેજ શોધી ધાવવા માંડે છે આ તેમની અન્તરની ઓળખાણ હોય એમ સૂચવે છે અને અનન્ત કર્મોવાળા અનન્ત જીવોને પોતપોતાનાં કર્મ મળે છે એવો દાખલો દર્શાવે છે. ગાયની ચક્ષુ

અને કાનની એવી શક્તિ છે કે જે જે મનુષ્યની આકૃતિઓને, શબ્દોને, લાગણીના ઉદ્દગારોને તથા તેના સૂક્ષ્મ શરીરને જોઇ શકે છે કે સાંભળી શકે છે તેની કાયમ અસર તેના હૃદયમાં રહે છે અને તેથીજ આ ગાય દાનરૂપે દેવાય છે. પરલોકમાં જતાં વૈતરણી નદીમાંથી તે તારનાર ગણાય છે. જ્યારે પ્રાણી મરે છે ત્યારે વિષ્ણુદૈવતરૂપ ગાયના ઘીનો દિવો કરવામાં આવે છે. જેથી શરીર છોડતો જીવ સાત્વિક દૈવી ભાવના પામે અને તેની ઉત્તમ ગતિ થાય. તેમજ શ્રાદ્ધની ક્રિયા થયા પછી નીલ પરણાવવામાં આવે છે અને વાછડાવાછડીનો વિવાહ કરી વત્સોત્સર્ગ કરવામાં આવે છે તે વખતે યમરાજાને સંદેશો પહોંચાડવા વાછડાના કાનમાં કહેવાય છે. તેથી કર્મનું ફળ પ્રાણીને મળે છે અને ગાય દ્વારા સદ્દગતિ પ્રાપ્ત કરે છે તે ઉપરથી ગાયના સૂક્ષ્મ શરીરની અસર મનુષ્યના સૂક્ષ્મ શરીર ઉપર પ્રાણી મર્યા પછી પણ થાય છે અને ગાયનું સૂક્ષ્મ શરીર પરમસાત્વિક આ લોક અને પરલોકમાં વિચરનાર યમભયમાંથી મુક્ત હોવાનું જણાય છે. જેમ સંધાણ વગરનાં યંત્રો ( Wireless Demi ) ચુમ્બકાદિનાં અની અદૃષ્ટ કામ કરે છે તેમ ગાય અને બ્રાહ્મણના હૃદયો અદૃષ્ટ કામ કરે છે. તેથી વ્યાપક તત્વરૂપે વિષ્ણુનું અંગ ગાય હોય એમ પણ મનાય છે માટે શ્રી વિષ્ણુ કહે છે **गावोमेऽग्रत: सन्ति गावो मेसन्ति पृष्टत: । गावो मे हृदये सन्ति गावो मध्येऽवसा म्यहम् ॥** શ્રી વિષ્ણુ ભગવાનના ભક્તો વૈષ્ણવ કહેવાય છે અને તેઓ વ્યાપક તત્વમાં વર્તનાર હોવાથી પરમાર્થ, દયા અને દીનતાના સંગ્રાહક હોય છે. પરંતુ ખેદની વાત છે કે હાલમાં વૈષ્ણવરૂપે દેખાતા પ્રાણીઓનાં સ્વરૂપ વિપરીતજ જણાય છે. શ્રીમાન્ યુવાનો ટીલાં, કંઠી, દર્શન અને ગીતાના પાઠથી વૈષ્ણવ દેખાય છે પણ મન સંસારની ઉથલપાથલમાં અને ઇસ્કબાજીમાં

રમતું હોય છે. સાયંકાળે સંધ્યાવન્દનને બદલે ગુણીકાનન્દન કરે છે અને હજારો રૂપીઆના ભોગ આપી આયુષ્યની હાનિકારક, વર્ણસંકરતાકારક તથા જગતના નાશકારક વ્યભિચાર કર્મમાં પ્રવર્તે છે. પણ ગાય કે જે જગતનું ખરૂં જીવન છે અને ચારે પુરૂષાર્થ પ્રાપ્ત કરવાનું અધિકરણ છે તેની રક્ષામાં મહા પ્રમાદી જણાય છે. પોતાની મોટરવાળો માર્ગમાં મોટરથી કોઈને કચરી યમયાત્રા કરાવે તેના પાપમાંથી અહિં છૂટવા અકસમાત્ ગણાવવા જોઈએ તેટલું દ્રવ્ય ખર્ચાય પણ આ વિષ્ણુ ભગવાનના અંગરૂપ ગાય અને બ્રાહ્મણોનું નિકન્દન થાય છે એમ જાણવા છતાં, શક્તિવાન્ છતાં, પામર અને પરાધીન થઈ જાય છે. શું હિન્દુઓનું સામર્થ્ય એટલું નથી કે એક પણ ગાયનું એકપણ લોહીનું ટીપું પડતું ન અટકાવી શકે? હિન્દુસ્થાનના ધર્મમાં વચ્ચે આવવા બ્રીટીશ સરકારની કબૂલત હોય તો ગાય જે સર્વ દેવો કરતાં અધિક દેવ ચૈતન્ય મૂર્તિ, તરત ફળ આપનાર શક્તિ આખા જગતના આલોક અને પરલોકના આધારરૂપ છે તેની હિંસા કેમ થવા દે? ઉપર દર્શાવ્યા પ્રમાણે ગાય જીવતી હોય છે તો તે ફાયદાકારક થઈ શકે છે પણ મુવા પછી નહીં. માટે કદાચ તેનું માંસ શારીરિક બળને પુષ્ટિ આપતું હોય અને વધારે સ્વાદિષ્ટ લાગતું હોય તેટલા માટે થોડાના ક્ષણિક સુખ માટે અનન્ત પ્રાણીઓના અનન્ત અને સંગીન લાભોને ન જાળવવા એ ખુલ્લો અન્યાય નહીં? માટે દરેક મનુષ્યની ફરજ છે કે ગોવધ કદી કરવા દેવોજ નહીં. તેમાં વિશેષે કરીને ભારતભૂમિના ભડ પુરૂષોને માથે આ જવાબદારી વિશેષ છે. કારણ વ્યષ્ટિ સમષ્ટિનો વિચાર તત્વજ્ઞાન દૃષ્ટિથી આ લોક અને પરલોકની સંધીને જાળવનાર ધર્મસ્વરૂપની અવસ્ય રક્ષા કરવામાં પ્રથમ ભાગ લેનારો આ વર્ગ છે છતાં પણ બ્રાહ્મણો, ધર્માચાર્યો, સાધુઓ અને ગુસાંઇઓએ ચેત-

વું જ જોઇએ કે ગાય કે જે માત્ર અબોલ પશુરૂપ છે પણ અનન્ત ગુણુની મૂર્ત્તિ છે, પરમ સાત્ત્વિક છે, નિરપરાધિ છે, ઉપકારી છે, સર્વને આલોક તથા પરલોકમાં સુખ આપનારી છે, સદાચારી છે અને કેવળ ઘાસ અને પાણીથી સંતોષ પામી અમૃત તત્વ દુધને આપનારી છે, તેનો જો વધ માંસ ખાવા માટે થાય છે, તો પછી નિત્ય લાડુનું ભોજન કરનારા, મિષ્ટાન્ન કેશર કસ્તુરી મિશ્રીત માલ મલિદાના ભોગી થઈ હવિષાન્નથી પરમ સાત્વિક આહાર કરનારા, વિનાશ્રમે લોકોનાં નાણાંનો ઉપભોગ કરનારા, આધુનિક પ્રવૃત્તિમાં વ્યાપાર, હુન્નર, ઉદ્યોગ, કળા આદિથી આજીવિકા ચલાવવાથી દેશની આબાદી મનાય છે તે સમયમાં માત્ર મોઢેથી આશિર્વાદ બોલી પોતાનો લાગો, તન મન અને ધનની સેવા કરાવી સાચવનારા, પૃથ્વીના ભારરૂપ મનાતા જગતના વ્યવહારને નિરૂપયોગી પુસ્તકોથી બોધ આપી પોતાની અધિકતા મનાવનારા કહેવાતા અને કરોડો રૂપીઆની થાપણવાળા, થોડેથી સંતોષ નહિ પામનારા, પોતે પરમ તત્વને જાણ્યા વિના, શિષ્યો, ભક્તો, સેવકો, ચેલાઓ, આશ્રિતો વગેરે બનાવી સર્વજ્ઞતાનો ફાંકો રાખી ઉપદેશ કરનારાઓ પણ સાત્વિક ઉત્તમ ભોજનથી સ્થૂળ શરીરના ઉત્તમ માંસવાળાઓનો વારો કેમ નહિ આવે? આવા લોકોનું માંસ ગાયના માંસ કરતાં વધારે ફાયદાકારક સ્વાદિષ્ટ અને સુખકર કેમ નહીં મનાય? બધે મોંઘવારી વધતી ચાલી છે, માટે મનુષ્ય મનુષ્યને ખાય એવો જોગ અને તો પ્રથમ આ સાત્વિક મૂર્ત્તિઓ કેમ નહીં ખવાય? કાળચક્રની ગતિ ન્યારી છે! બ્રાહ્મણો કે જેઓનું જીવન કેવળ ત્રિકાળનું જ્ઞાન મેળવવામાં અને ઇતર વર્ણોને વ્યવહાર તથા પરમાર્થ સુલભ, શ્રેષ્ઠ અને સુખકર રહે એવી સમજ આપવામાંજ ગાળવાનું હોવાથી કેવળ બ્રાહ્મણોનેજ સર્વ

રીતે મદદ આપવામાં આવતી અને કોઇ બ્રાહ્મણને વધારે મદદની જરૂર પડે તો તે શ્રીમાન્ ગૃહસ્થને નિવેદન કરી મદદ મેળવતા પણ બીજા વર્ણોને આવી રીતનું વર્તન કદી કરવા દેવામાં આવતું નહીં અને તેવાં પરાધીન જીવનને ધિક્કારી પોતાની શક્તિથી સર્વની મર્યાદા જાળવવામાં અયાચક રહેવામાંજ અભિમાન ધરાવતા હતા તેથી સર્વ સુખી હતા. હાલના જમાનામાં બ્રાહ્મણોની વૃત્તિ સર્વ વર્ણે ખેંચી લીધી. અનાથઆશ્રમ, સેવાસદન, વનિતાવિશ્રામ, સુવાવડખાના, દવાખાના, જ્ઞાતિની બોર્ડીંગો અને સર્વ વર્ણના સંકરતાના અધમઉદ્ધારણ ખાતાંઓ તથા અંત્યજોન્નતિ શાળાઓ કે જેની ભૂખ કદી પૂરાય નહિ તેવાં સદાવૃત્તરૂપે અને વર્તમાનપત્રો એકી હારે આખા જગત્ પાસેથી ભીખ માગનારા ખડીઓ વાટકો વિનાના ભૂદેવોના મુખરૂપ થઇ પડયા છે. કેળવણીએ એવું રૂપ પકડયું છે કે જ્ઞાનનો માપ કરનારી ડીગ્રીઓથી પોતાનો અધિકાર ગણાવે છે જેથી વર્ણવ્યવસ્થાનો તદ્દન નાશ થતો જાય છે અને તેવી સ્થિતિને સર્વ વર્ણ અનુમોદન આપે છે. આશ્ચર્ય છે કે બ્રાહ્મણોને જાતિથી પૂજ્ય માનનારા જાગતાં છતાં જેમ બાળક પથારીમાં મૂતરે તેમ જાણતા છતાં દિવો લઈ કુવામાં ઉતરી પોતાને હાથે પોતાના પગમાં કુવાડા મારે જાય છે. અને બાહનું ચાલુ જમાનાનું આપતા જાય છે. તો પછી બ્રાહ્મણો તમારા પૂર્વજોની અગાધ ગૂઢ શક્તિઓને મહા તપ કરી મેળવો. વિષયાસક્ત થઈ પેટ ભરવા માટે ધર્મ બદલી હાજી હા કરી શ્રીમાનોનાં તેજમાં ન અંજાઓ. વેદશાસ્ત્રની રક્ષા કરો. રાત દહાડો તમારી અધિકતા દિવ્યજ્ઞાનથી ચમત્કારને બળે કેમ વધે તેની ચિન્તા કરો. હ્રીં, ક્લીં, ચંડી, વિનાયકને જગાડી મંત્ર દર્શન કરો. શ્રીગાયત્રીદેવીને મૂકી આડાઅવળા અવૈદિક અને લોકને રૂચે એવા શબ્દોને મંત્રરૂપ ન મનાવો. ઉગ્ર તપદ્વારા શ્રીગાયત્રીના જપમાં

ચિત્ત રાખો. ગૌમુખીમાં હાથ સાથે માળાના મણકામાં પોતાની રક્ષા, દેશની આબાદી અને દુશ્મનોના વિનાશની ભાવનાને મેળવી સંકલ્પ બળ જમાવો અને ગાય કે જે તમારૂંજ સ્વરૂપ છે તેની રક્ષા કરવા કટીબધ્ધ થઈ સર્વ દેવોને સહાયક બનાવી મુખરે આવો. નહિતર હતપ્રાય સ્થિતિ અનુભવો છો તેને બદલે ખુલ્લે ખુલ્લો વિનાશ પ્રત્યક્ષ અનુભવવો પડશે. માટે બે ઘડી વ્યાસ બની ચાર ઘોડાની ગાડીમાં બેસવામાં તથા છાપે ચડવામાં મહત્તા ન માની દશ ઘોડાના રથને સંભાળો અને બ્રાહ્મણોને દિપાવો. નહિતર ગાય પોતે સ્વતઃ શક્તિવાન્ છે. અધર્મ જેમ બોલે નહિ પણ બોળી મારે તેમ અબોલ પ્રાણી ગાય પૃથ્વીરૂપ છે તેથી જે દેશમાં હત્યા વધતી જાય છે તે દેશમાં રોગ, ઉપદ્રવો, દુર્ભિક્ષાદિ સંકટો વધે છે અને લોકોનાં અકાળ મૃત્યુ અસંખ્ય થાય છે. અગર અન્તરક્લેશ ઉપજાવી યુદ્ધદ્વારા અનન્ત જીવોના લોહી પીએ છે તો પછી બ્રાહ્મણો કે જેનો આશ્રય ગાયો લેવા ખુશી છે અને બ્રાહ્મણોને દાન આપવાથી તેનું દ્રવ્ય બની તેની સુખ સંપત્તિ સંભાળે છે માટે પોતાના રક્ષક બ્રાહ્મણોને તથા ક્ષત્રીય અને વૈશ્યોને માને છે અને તેના ઉપર ભરોસો રાખે છે તે જો રક્ષા કરશે નહીં એમ જણાશે અને ગાયો સ્વતઃ કોપશે ત્યારે પહેલાં તો દ્વિજોને શીંગડે વધાવી પગ નીચે કચરશે. **मायायां सर्व संभवः** માટે હિન્દુ વર્ણે પોતાનું ધન, જીવન અને અંગ માની કે આશ્રિત માનીને પણ ગાયની રક્ષા કરવીજ જોઇએ, યજ્ઞોને વૃદ્ધિ આપવી જોઇએ અને ખરી વિદ્યા, અખંડ બ્રહ્મચર્ય, ઉગ્ર-તપ અને પરમશુદ્ધિથી સંપાદન કરી સર્વથી શ્રેષ્ઠ સ્થિતિ સંભાળવી જોઈએ અને ભારતમાતાને ધન્યવાદ અપાવવો જોઇએ. મરઘી દરરોજ એક સોનાનું ઇંડું મૂકે તેથી સંતોષ ન પામતાં એકીહારે બધાં ઇંડાં લેવા મરઘીનું પેટ ચીરવાથી નિરાશા અને

મૂળ વસ્તુની ખોટ આવ્યાની દંતકથા છે તેના જેવું આ ગાયના માંસ ખાનારાએ વિચારવાનું છે. સજીવન ગાય જે અગણિત ગુણ આ લોકમાં શરીર તથા મનને આપે અને અદૃષ્ટ એવા પરલોકમાં જ સદ્ગતિ આપે તેવો ગુણ તેના માંસથી કદી નથી મળવાનો! તેથીજ મહા ગુણ કરનારીની હત્યાથી કૃતઘ્નતા, પરમ સ્વાર્થની અધમતા અને ઇશ્વરના સૃષ્ટિતત્વને સહાયક પદાર્થનો નાશ કરવાનો મહાવ્યથાનો ગુન્હો પ્રાપ્ત થાય છે. સુશીલ, દયા, દીનતા અને સંતોષ જેવાં ગાયમાં જોવામાં આવે છે તેવાં ભાગ્યેજ બીજે સ્થળે જોવામાં આવે છે માટેજ કહેવત છે કે "દીકરી અને ગાય દોરીએ ત્યાં જાય." આવી સર્વ ગુણસંપન્ન પરોપકારની ઉત્તમ મૂર્તિ અતિ ઉપયોગી નિરપરાધી પ્રાણીને હણીને કે હણાતી જોઇ કયો મનુષ્ય સુખ પામતો હશે એ સમજવાનું છે. (Utility) લોક અનુકૂળતાના ખ્યાલથી પણ ગાય કેવળ સેવવા યોગ્ય પ્રાણી છે માટે કોઈપણ વ્યક્તિ જે ભારતભૂમિના તત્વનું ખરી ભાવનાથી ખરૂં અભિમાન ધરાવતી હોય તેણે ગોવધ કદી કરવા દેવોજ નહિ અગર કરવો નહિ જોઇએ.

**ભા**રતભૂમિના ભાગ્યોદય માટે પૃથ્વી પોતે ગાયરૂપે, સાગર તુલસીરૂપે, અગ્નિ સૂર્યરૂપે અને વાયુ બ્રાહ્મણરૂપે પ્રગટ થઈ મનુષ્યોને આ લોક અને પરલોકની સર્વ સિદ્ધિ પ્રાપ્ત કરાવી નર દેહને નારાયણ સ્વરૂપ કે જેના પોતે અંગો છે તે મૂળ સ્થિતિને વિયત્‌રૂપ વૈકુણ્ઠદ્વારા પ્રાપ્ત કરાવે છે. આ કારણથી વૈષ્ણવો પૃથ્વી ઉપર તિર્થયાત્રામાં ભટકનારા, (**મહી મટન્તિ બ્રાહ્મણાઃ**) યજમાનને દેવોદ્વારા આ લોક અને પરલોકનું ક્ષેમકુશળ અપાવનારા અને વાયુ પેઠે એકના રજકણ રૂપવાસના બીજાને પિતૃ અને દેવોને પહોંચાડનારા ટપાલની પેટીરૂપ પેટવાળા સંકલ્પથી સંદેશો પહોંચાડનારા બ્રાહ્મણોરૂપ

વાયુને પ્રથમ સેવે છે અને સંતોષે છે. યજ્ઞ કે જે સર્વની તુષ્ટિ પુષ્ટિનું કારણ છે તે દ્વારા અગ્નિરૂપ સૂર્યને, તુલસી કે જે જલ અને પૃથ્વીના પ્રથમ સંબંધનું પહેલું પરિણામ છે તે જળની પેઠે શુદ્ધિ અને શક્તિ આપનાર હોવાથી તે દ્વારા સાગરરૂપ વરૂણ દેવને અને ગાય કે જે જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના નિર્વાહરૂપ દુધનું સ્થાન છે તે દ્વારા ચતુર્વિધ અંડજ, સ્વેદજ, ઉદ્‌ભિજ અને જરાયુજ પ્રાણીઓના ઉત્પત્તિ, સ્થિતિ અને લયના આધારરૂપ પૃથ્વીને સેવે છે. માટે કયો પુરૂષ તરત ફળ દેનારી દૃષ્ટ વસ્તુ ગાયને રક્ષવા પોતાને મુખ્ય ધર્મ નહિ ગણે ? **ગો** શબ્દની વ્યુત્પત્તિ તપાસતાં જે ધાતુમાંથી **ગાયત્રી** શબ્દ નીકળે છે તેજ ધાતુનો **ગો** શબ્દ છે. માટે જેવું ફળ **ગાયત્રી** સૂક્ષ્મ શરીરને આપે છે તેવું ફળ ગાય સ્થૂળ શરીરને આપે છે. ગો એટલે પૃથ્વી એવો અર્થ થાય છે. વળી બીજો અર્થ ઈન્દ્રિય થાય છે. પ્રાણીઓના શરીરમાં ઈન્દ્રિયોદ્વારાજ સર્વ ભોગ ભોગવી શકાય છે માટે વિષયોના પદાર્થો કરતાં ઇન્દ્રિયોને અધિક ગણી તેનું રક્ષણ કરવામાં આવે છે. ઇન્દ્રિયો હણાય કે શરીર જીવતે મુવા તુલ્યજ થાય છે. તેવીજ રીતે પીંડમાં જેમ ઈન્દ્રિયો છે તેમ બ્રહ્માણ્ડમાં અન્તરશક્તિ ઇન્દ્રિયરૂપ ગાયો છે. માટે વિરાટ્ સ્વરૂપને આરોગ્ય રાખવા માટે તેની ઇન્દ્રિયરૂપ ગાયોનું રક્ષણ અવશ્ય કરવું જોઈએ. જો સ્વર્ગ અને નર્ક પૃથ્વી ઉપરજ છે એમ માનીએ તો ગાયનું શરીરજ ગોલોક છે. કારણ સર્વ ગુણમૂર્તિ, પરમપવિત્ર, પરમ પૂજ્ય સ્થાન વૈકુણ્ઠ લોકરૂપ આ ગાયોનું શરીરજ છે. કેવળ ઇશ્વરની જ્ઞાન વિનાની ભક્તિ જેને હોય છે તેને અજ્ઞાની પશુરૂપે પણ ગાયના શરીરદ્વારા ઉત્તમ ગતિ મળે છે તે સમજાવવા **શ્રી** કૃષ્ણ ગોવાળીયા થયેલા છે. ઈન્દ્રિયો ગોપીઓ થયેલી છે અને ઇન્દ્રિયોનો નિવાસ અન્તઃકરણરૂપ ગોલોક એવું ગોકુળ

હોવાથી હૃદયાકાશ ઉપહિત ચૈતન્ય સ્વરૂપ **શ્રી** કૃષ્ણ પરમાત્મા વિવિધભોગદ્વારા ગોપીઓથી તૃપ્ત થયેલા વર્ણવવામાં આવે છે માટે જેને દાસ ભાવે ગોલોકની ઇચ્છા હોય તેણે આવતા જન્મમાં ગાયનો અવતાર મળશે અને ઠાકોરજીને નામે અજ્ઞાની પુરૂષો પોતે દેહરૂપે પ્રભુ છે એવા અભિમાનથી સેવા કરાવશે તેને બળદનો અવતાર ગોલોકમાં મળશે અને ગાયરૂપ ગોપીઓથી રાસ રમશે; વનમાળારૂપી અંતરની ધોંસરી અને કંઠી રૂપી નાકની નથથી તે ગોલોક એટલે પૃથ્વીનું ખેતર તેનું બળદ રૂપે બાર વર્ષનું યૌવન સ્વરૂપ પામી સુખ ભોગવશે, અગર જો અન્તરિક્ષમાં ગોલોક છે એમ માનશે તો દાસત્વ ભાવે રહેનાર ભકતો ગાયોના શરીરની ઇન્દ્રિય રૂપ થશે અને પ્રભુત્વ રૂપે રહેનાર જો ખરા ભાવવાળા હશે તો સદા યુવાન મન રૂપ ભોક્તા થશે. માટે ગોલોક રૂપ ગાયો કે જેની રક્ષા **શ્રી** કૃષ્ણે પણ કીધી છે તેની રક્ષા સર્વ **ભા**રતભૂમીના ખરાં બાળકોએ તન મન અને ધનથી હરકોઇ ઉપાયે કરવીજ જોઈએ. નહિતર **શ્રી** વિષ્ણુ ભગવાન ઉભા ટીલાવાળાને ઉભું કપાળ આપી શીંગડાંવાળાં પ્રાણી બનાવશે અને આડા ટીલાવાળાને આંકેલ આખલા બનાવી **શ્રી** નીલકંઠ એટલે વિયત્ તત્વરૂપ વિષને ગળનાર અને અવ્યક્તના અધિષ્ઠાતા **શ્રી** મહાદેવજીની નન્દીને આધીન કરી સર્વ ભોગ રહીત અને મુગા બનાવશે. માટે પોતે પોતાને બચાવવું અને ગાયોને બચાવવી એ એકજ છે એમ માની બીજા બધાં કાર્ય છોડી ધર્મની લાગણી ખરી હોય અને હિન્દનું હિત હૈયે હોય તો આ પ્રથમ કર્મ ગણવું જોઈએ.

ઉપર પ્રમાણે બ્રાહ્મણ અને ગાયની રક્ષા આવશ્યક છે પણ તેથી યજ્ઞમાં અપાતાં બળીદાનને હિંસારૂપ માનનારા, ગોવધ કરનારાથી પણ અધમ છે. યજ્ઞ શું છે તેની તેઓને કાંઈ સમ-

જાણ પડી નથી. માત્ર દૃષ્ટ વસ્તુ ઉપર બહુ જોર કરનારા સ્થૂલ દૃષ્ટિવાળા આંગળી આપતાં કાંડુ કરડી ખાવા યત્ન કરે છે તેઓનાથી હિન્દુ પ્રજાએ અવશ્ય બચવું જોઇએ. શાસ્ત્ર, રૂઢી, પૂર્વજોની પ્રનાલિકા અને યજ્ઞમાં શ્રદ્ધાથી સર્વ ભૂતપ્રાણીનું હિત જાળવવા આ પશુના બળીદાનનો વિષય અસ્થાને નહીં ગણાય. યજ્ઞમાં સામાન્યત: अज=नजात: જન્મેલ છતાં ન જન્મેલ જેવો અજાપુત્ર કહેતાં બકરાનું બળીદાન કરવામાં આવે છે. બકરી પ્રાણી કેવળ ભીરૂ અને અજ્ઞાન મૂર્તિ છે. તેને યોગ્યાયોગ્યનો વિચારજ નથી માટે કહેવાય છે કે 'ઉંટ મેલે આંકડો અને બકરી મેલે કાંકરો.' બકરીનું દુધ બહુ હલકું છે અને સ્થૂલ શરીરને પુષ્ટિ આપનાર છે અને આસુરી ભાવ વધારનારૂં છે માટે અહૂટકે તેનો ઉપયોગ કરવામાં આવે છે. જ્યારે ગાયને જન્મ સાફલ્યતાના દૃષ્ટાન્તમાં વર્ણવવામાં આવે છે ત્યારે બકરીને તેના ગળાંના આંચળથી નિરર્થક જીવનારથી સરખાવાય છે अजागलस्तनस्यैव तस्यजन्म निरर्थकम् ॥ આવી રીતે આ પ્રાણીને જીવન કે મૃત્યુનું પુરૂં ભાન પણ હોતું નથી એવું ક્ષુદ્ર બુદ્ધિવાળુ છે. તેવોજ બલકે તેથી વધારે જાડય બુદ્ધિવાળો પાડો હોય છે માટે આવા પાડાનું પણ બળીદાન અપાય છે. તેનો હેતુ વિષય કામનાથી આસુરી સંપત્ મળવા માટે જીવ જેવી વ્હાલી ચીજ જીવ સાટે આપવાનો છે. જેથી યજ્ઞદેવ યજમાન દૃઢ ભાવનાની પરીક્ષા કરી અર્પણ થયેલ પ્રાણીને પરોપકારી ગણી દિવ્ય સ્વરૂપ આપી તેનાં પૂર્વજોને સદ્ગતિ આપી સોંપે છે તેથી તે પ્રાણીને જે વ્યથા ભોગવવી પડી હોય છે તે કરતાં સુખ ઘણું થવાથી પ્રસન્ન થાય છે અને યજમાનનો ઉપકાર માની તેને પાતકમાંથી મુકત કરે છે. જે પ્રાણીનું બળીદાન અપાતું હોય છે તેના ઉપર શાસ્ત્ર પ્રમાણે સંસ્કાર કરવામાં આવે છે. તે વખતે

તેના પિતૃઓ **एहि एहि पुत्र** ઈત્યાદિ મંત્રોથી બોલાવતા કહેવાય છે અને પ્રાણી પણ જવાની ઇચ્છા કરે છે. પછી અગ્નિદેવદ્વારા તે અર્પાય છે. **मंत्रैस्तु संस्कृता नद्याच्छाश्वतं विधिमास्थितः (मनु अ. ५ श्लो. ३६)** વૃથા કોઈ દિવસ પશુને હણવા ઇચ્છા પણ ન કરવાનો વિધિ છે માટે શ્રુતિ કહે છે કે **नतं मृत्वे नयन्ति यं यज्ञाय नयन्ति ।** ઋગ્વેદમાં કહે છે કે **नवाउ एतन् म्रियसे नरिष्यसे देवान् यदेषि पथिभिः सुगेभिः ।** હે પશુ ! તું મરતો કે મરાતો નથી પણ સારે માર્ગે દેવતાને પામે છે.

यज्ञार्थं पशवःसृष्टाः स्वयमेव स्वयंभुवा ।
यज्ञस्यभूत्यै सर्वस्य तस्माद्यज्ञे वधोऽवधः ॥

(म. अ. ५ श्लो. ३९-४०)

ओषध्यः पशवोवृक्षास्तिर्यञ्चः पक्षिणस्तथा ।
यज्ञार्थं निधनं प्राप्ताः प्राप्नुवन्त्युच्छ्रितीःपुनः ॥

(म. अ. ५ श्लो. ४०)

यावेद विहिता हिंसा नियतास्मिं श्चराचरे ।
अहिंसामेवतां विद्या द्वेदाद्धर्मोहि निर्बभौ ॥

યજ્ઞ માટેજ પશુઓની વિભૂતિ છે માટે યજ્ઞમાં વધ એ વધ રૂપ નથી ગણાતો. જે જે પશુ, પક્ષી અને ઝાડ યજ્ઞ માટે નાશ પામે છે તે ઉત્તમ દશા પામે છે માટે વેદવિહિત મંત્ર સંસ્કારપૂર્વક હિંસા ને અહિંસા માનવા મનુ ભગવાન્ કે જેનું વાકય ઔષધરૂપ કહેવાય છે **यद्यद्मनु रब्रवीत्त त्तद्भेषजम् ।** તથા વેદ કહે છે છતાં આશ્ચર્ય છે કે હિન્દુ વર્ગના ઉત્તમ વર્ણવાળા પણ આ યજ્ઞ હિંસાને વગોવી જમાનાની હવામાં તણાઇ મનુ મહારાજ પૂરૂં સમજ્યા નથી અગર ઉપરનાં પ્રમાણોને ક્ષેપક છે એમ મનાવી અત્યાચારી બની પેટ ભરવા પરાધીન થઈ આગળ આવવા મથે છે અને હિન્દુ

રાજાઓને દબાણ કરી વેદ, શાસ્ત્ર, યજ્ઞ અને પ્રજાના સામાન્ય હિતના શત્રુઓ થઇ પડે છે. લોકો જમાનાની ધૂનમાં વિધવા વંધ્યા સ્ત્રીના પુત્રને ઉભો કરી વર્ણાગી કાઢી વ્યવહાર ચલાવે છે અને મ્હોટું માન ખાટવા ધારે છે. જ્યારે યજ્ઞ કે જેથી આકાશાદિ પાંચભૂતો, સર્વ દેવતાઓ અને મનુષ્યો તથા પ્રાણીઓની સુખાકારી થાય છે તેને માટે કાળજી ધરાવતાજ નથી અને ભક્તિને નામે ભોગાસક્તિમાંજ કલ્યાણ માને છે. સામાન્ય વ્યવહારમાં જેવો પોતાને જીવ વહાલો છે તેવો બીજાને છે માટે કોઇ પણ રીતે કોઇને દુઃખ ન કરવું જોઇએ પણ સર્વ ઉપર દયા રાખવી જોઇએ. હિન્દુશાસ્ત્રો કહે છે કે જે પ્રાણી મનુષ્ય જન્મ મળ્યા છતાં પોતાના જીવના સ્વરૂપને ઓળખ્યા વિના અને ઇશ્વરના સ્વરૂપને જાણ્યા વિના જીવે છે તેને આત્મહત્યારો અને પતીત સમજવો અને જે અછેદ્ય આત્માને અનુભવે છે તેજ અહિંસા ધર્મ પાળે છે. માટે જેમ પ્રવૃત્તિ કરતાં નિવૃત્તિ ઉત્તમ છે જેમ સકામ કરતાં નિષ્કામ કર્મ ઉત્તમ છે તેમજ હિંસાત્મક યજ્ઞ કરતાં અહિંસાત્મક જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ ગણાવો જોઇએ.

સુખ દુઃખનો વિચાર કરતાં મ્હોટું દુઃખ આશા છે. **आशाहि परमंदुःखं नैराश्यं परमं सुखम् ॥** વળી ઉંધાચત્તા ધંધા કરવા, વિશ્વાસથી લોકને ઠગવા, નાણામાંથી નાણાં ઉપજાવવાં, બીજાને રંક બનાવી પોતે શ્રીમાન્ બનવા, પોતાના દુરાચરણ બતાવે તેને નિન્દવા ને દુઃખી કરવા, બીજાને લાભ ન થાય એવી રીતે પોતે લાભ લેવા, શક્ત છતાં અશ્રદ્ધા ઢાંકવા સ્થિતિ છૂપાવવા, પ્રભુ ભજનની પ્રીતિને બહાને દોઢ પરમેશ્વર પૈસાની ઉપર દૃષ્ટિ કરવા, મનના વિચાર પ્રમાણે વર્તન ન રાખવા, બીજાને ઠગી દંભ વધારવા, બીજાની નબળાઇમાં તેને મદદ આપવાને બદલે તેનો લાભ

લઇ પોતે સ્વાર્થ સાધવા તથા નિશાળોમાં પ્રાણીઓના શરીરના અવયવો સંબંધી જ્ઞાન આપવા માટે દેડકાં, સર્પ વગેરેની જે હિંસા બુદ્ધિપૂર્વક થાય છે, અનુભવાય છે અને જેથી ધર્મભ્રષ્ટતા તથા નીતિનો ભંગ થાય છે તે અટકાવવા યત્ન કરવાને બદલે અનર્થને અર્થ સમજીને પોતાના આભ જેવડા દોષોને ન જોઇ જે તત્વમાં દેવતાઓ પણ ઉતરતાં ડરે છે તેવા અકલિત, કેવળ ગુરૂદ્વારા શાસ્ત્રગમ્ય, અતિ સૂક્ષ્મ બુદ્ધિથી પણ સમજવા અશકય એવા સમષ્ટિઆત્મક તત્વને ઉથલાવવા મૂર્ખતા અને સ્વચ્છન્દપણાથી ચાળા કરવા છોડી દેવાથીજ સ્વહિત તથા પરહિત સચવાય છે એમ માનવું જોઈએ. જ્યાં સુધી હિન્દના વતનીઓ એકબીજાના ધર્મની લાગણીને માન ન આપે, વિદ્વાનો પોતાની ખરી વિદ્યાથી સ્વાતંત્ર્ય ન મેળવે, શ્રીમાનો પોતાના દ્રવ્યનો સદુપયોગ ન કરી શકે, પુરૂષો સ્ત્રીઓને સુધારી વશ ન કરી શકે, બાળકોને સન્માર્ગે ન પ્રેરી શકે, વાતાવરણના સંજોગોને ધ્યાનમાં લઈ જુનું લોપાય નહીં અને નવું નડે નહીં એવી ગોઠવણ ન કરી શકે અને સાદા વર્તનથી અને ઉત્તમ આશયથી ન વ્યવહરી શકે ત્યાં સુધી ઉપરના ઉહાપોહથી ઐક્ય, આબાદી અને સત્ય દીપશે નહીં.

આ જગતનાં તત્વને પરિપૂર્ણ નિરખી જે ભાવના નિરંતર સુખકર વસ્તુ અપાવે તે ભાવના યોગ્યસ્થાને કરવાથી સર્વત્ર સુખ, શાન્તિ અને સમૃદ્ધિ પ્રસરશે પણ જીવ હણાય છે એમ માનવું આર્યને કદી શોભશે નહીં. તપોબળ તથા વિદ્યાબળના અભાવે યજ્ઞો ફળે નહિ તેથી "બળદને રોગ અને ખીલે ડાંભ" એ ન્યાયે, વેદ તથા સ્મૃતિઓને મરડી અર્થ કરવા યોગ્ય ન ગણાતું જોઈએ.

( ૩ ) ઈન્દ્રિય નિગ્રહથી પોતાની શક્તિનો વૃથા ઉપયોગ ન થવાથી જ્યાંસુધી આવરદા હોય છે ત્યાં સુધી સુખમય જીવન

વ્યતીત કરી શકાય છે. વ્યભિચારથી ઘોર નર્કના વાસી અનેક જન્મપર્યંત થવું પડે છે, ક્ષણિક સુખ માટે પોતાના સર્વસ્વનું જોખમ ખેડવું પડે છે, આખુ જીવન શ્વાનવૃત્તિથી અસ્થિર ચિત્તે ગાળવું પડે છે, હૈડું અન્તરમાં કોરાય છે, ભાવના પરપુરૂષ કે પરસ્ત્રીના અગ્નિમય શરીરની હોય છે માટે મૃત્યુ વખતે ધગધગતો કોશનાં તથા અગ્નિના ભડકારૂપે સામી બોલાવતી નગ્ન સ્ત્રીઓનાં મહા ત્રાસદાયક દર્શન થવાથી જે દુઃખ થાય છે તે વેશ્યાઓ, પરસ્ત્રી-આસકતો અને તેના મદદનીશોને ભોગવવાથીજ ખબર પડી શકે તેમ છે. મનુ ભગવાન્ કહે છે કે **नही दृशमनायुष्यं परदारोप सेवनम् ॥** પરસ્ત્રી સેવન સમાન આયુષ્ય હણનારૂં બીજું કોઈ નથી માટે સર્વ ઈન્દ્રિયોને વશ કરી સુખમય જીવન ગાળવું જોઇએ.

(૪) પવિત્રતા બે પ્રકારની છે. બહારની શુદ્ધિ અને અન્તરની શુદ્ધિ. બહારની શુદ્ધિ માટે પ્રકાશ તથા હવાવાળા ઘરમાં રહેવું, ચોખ્ખાં લુગડાં પહેરવાં, શરીર સાફ રાખવું અને બેઠક, પથારી વગેરે સાફ રાખવાં તથા જલ અને ખોરાક ચોખ્ખા રાખવા વગેરે છે. અન્તર શુદ્ધિ માટે આર્ય ધર્મજ સર્વથી ઉત્તમ અને પ્રથમ છે. આ શુદ્ધિના અંગો દેવ, ઋષિ, પિતૃ અને આત્મભાવના છે. પોતાના મનના વિચારો મનુષ્યજન્મના શરીર કરતાં ઉત્તમ શરીર પ્રાપ્ત થાય તેવી રીતે શુદ્ધ રાખવા અને આલોક તથા પરલોકમાં ઉત્તમતા સચવાય અને અધોગતિ ન થાય માટે પોતાના સંસર્ગમાં પોતાના સમાન આચારવિચાર વિનાના પુરૂષોને આવવા ન દેવાનો વિધિ છે. જ્યારે પૂજન, અર્ચન, ભોજનાદિ માંગલિક ક્રિયાઓ કે જેથી ચિત્તની ભાવના શુદ્ધ થઈ ઉત્તમ ગતિમાં સ્થિર થાય છે તે કરાય છે ત્યારે બહારનો કોઈ ભૂતનો રજકણ પણ તેમાં મિશ્રીત ન

થાય એવી રીતે એકાન્ત, અસ્પર્શ અને આદર રાખવા જરૂર છે. આ કારણુથીજ ડાબો હાથ કે ડાબું અંગ પણ આવા કાર્યમાં વપરાતું નથી તો પછી બાપદાદે હલકા ધંધા કરનાર, દેવી અથવા દેવ વગેરેની ભાવના રહીત પુરૂષો ઉપરથી ગમે તેવા ચોખ્ખા અને ગમે તેટલા અભ્યાસી હોય પણ જાતિથીજ જેની ઉત્કૃષ્ટતા છે અને અભ્યાસથી જેની શુદ્ધિ વધેલી હોય છે તેની ટોચે આવી શકે નહીં. તેને ઈતર અસ્પૃશ્ય વર્ણથી સંસર્ગ, આલાપ કે વ્યવહાર કદી ઘટી શકેજ નહીં. આવી પવિત્ર ભાવના જાળવવા માટેજ આભડછેટ મનની છે. પ્રાતઃકાળથી હરિસ્મરણ કરતું મન, શાસ્ત્રવિધિથી શુદ્ધ થયેલું તન, સંધ્યાવન્દનાદિથી અન્તર બહારની શુદ્ધિવાળા સંસ્કારથી પૂનીત થયેલું અંતઃકરણ, પ્રાણાયામથી ત્રણે શરીરને ઐક્ય દર્શાવનારૂં દર્શન અને સર્વ પાપનાં પ્રાયશ્ચિતથી એકરસ થયેલું વૃત્તિનું વલણ ઈશ્વરમય ભાવના સહજ પ્રાપ્ત કરી શકે છે. દેવ, ઋષિ અને પિતૃઓના ઋણમાંથી મુક્ત થઈ બ્રહ્માર્પણ બુદ્ધિથી વિહિત ભોગમાં પ્રવૃત્તિ કરી યોગમાં સ્થિર થવા વિધાન છે. સૂતક પણ મનની વાસના ગત કે આગત પ્રાણીના અહંકારને મમતાવાળી હોવાથી અન્યોઅન્ય અસરમાંથી છોડવા કે બાંધવા ને પાળવામાં આવે છે તથા ગ્રહણ વખતે સૂર્ય કે ચંદ્ર પૃથ્વીના પદાર્થોને પોષણ આપી શકતા નથી તેથી જીવન ઉત્તમ ગતિ પામતું નથી તથા સૃષ્ટિક્રમને મદદ મળતી નથી માટે સર્વ વ્યવહારી કાર્ય છોડી પવીત્ર થઇ મન શુદ્ધ રાખી ઈશ્વર પરાયણ રહેવા વિધિ છે. પરદેશ ગમન માટે મના કરવામાં આવે છે તેનો હેતુ પણ ચિત્તશુદ્ધિ અને આધ્યાત્મિક ઉન્નતિનો વિધ્વંસ અટકાવવાનો છે. તેનાં કારણો તપાસતાં (૧) તપ યજ્ઞાદિ રહીત સદા હિંસાથી દૂષિત અને સનાતન ધર્માનુષ્ઠાનને માટે સર્વથા પ્રતિકૂળ ભૂમિ (૨)

વાતાવરણો પ્રમાણે વિપરીત આચાર વિચારવાળી વ્યક્તિઓનો અતિ સહવાસ (૩) સન્ધ્યાવન્દનાદિ ષડકર્મ વગેરે નિત્ય તથા શ્રાદ્ધ, વ્રત્ત વગેરે નૈમિત્તિક કર્મનો નિરંતર ચિરસ્થાયી અભાવ (૪) ક્ષણભંગુર અને નશ્વર શરીરના અચાનક મલિન અવસાનથી અનિવાર્ય અસદ્‌ગતિથી પરલોકમાં અધોગતિ (૫) દેવ, ઋષિ અને પિતૃઓના રૂણની વૃદ્ધિ વગેરેથી તથા (૬) વ્યાવહારિક વિદ્યાની નિપુણતાથી પણ કેવળ અર્થદૃષ્ટિથી આવાં પ્રયાણને નિન્દ્ય ગણવામાં આવે છે. સમય જોતાં કેટલેક અંશે પરદેશગમન ફરજીઆત થતું જાય છે પણ તેથી આચાર તથા વિચારશુદ્ધિ અને તેટલે અંશે જાળવી રહેવું જોઈએ અને પાછા દેશમાં આવ્યા પછી સદાચારની ટોચે રહી પોતાને દુષ્ટ પ્રારબ્ધવશ થવું પડ્યું હોય માટે પ્રાયશ્ચિત લઇ લોકસેવા માટે પરમાર્થી જીવન ગાળવું જોઇએ તથા ખાન, પાન, પોશાક વગેરેમાં સાદાઇ અને સ્વચ્છતાથી અનુકરણીય આર્ય જીવનનો અદ્‌ભૂત દાખલો બેસાડી પવિત્ર ભાવનાથી પરમેશ્વર પરાયણ પ્રીતિમય વ્યવહાર કરવો જોઈએ. અતિ પ્રશ્ન કરવા કરતાં શાસ્ત્રવિધિથી કાર્ય સિદ્ધ કરી પછી પોતે કમાયા કે ગુમાવ્યું તે જોવાનું છે.

પવિત્ર ભાવના રાખવા માટેજ શિખાને સૂત્ર ધારણ કરાય છે. શિખા શબ્દ **શિલ્** એટલે જવું એ ધાતુમાંથી બનેલો છે તેથી એનો એવો અર્થ થાય કે (૧) જ્યાંથી સર્વ ગતિ થાય છે એવો ભાગ. શરીરમાં ચૈતન્ય પ્રવેશ બ્રહ્મરન્ધ્રમાંથી થાય છે અને પછી સર્વ ક્રિયા થાય છે તેમ ત્યાંથીજ જીવ જાય તોજ (સદ્‌ગતિ પામ્યો) નહિતર ફરી સંસારમાં રહેવું પડે છે. માટે બ્રહ્મરન્ધ્ર ઉપર વર્તનાર વસ્તુને શિખા કહે છે. અથવા (૨) **શિ** એટલે ધાર કાઢવી અને **ख** એટલે સૂર્ય કે આકાશ. એ વ્યુત્પત્તિથી શિખા શબ્દનો અર્થ એ

થાય છે કે આકાશને પ્રકાશનાર સૂર્ય તત્વને સૂક્ષ્મ રીતે જેથી પમાય તેવી વસ્તુ. આ હેતુથીજ શિખાબંધન કરતી વખતે ગાયત્રી મંત્ર ભણવામાં આવે છે અને સૂર્યનું ધ્યાન કરવામાં આવે છે. વળી દીવો જ્યારે બળતો હોય છે ત્યારે તેની જ્વાલાને પણ શિખા કહે છે માટે ઉર્ધ્વ ગતિવાળી વસ્તુને શિખા કહે છે. જેમ દીવામાંથી મેલ મેશરૂપે બહાર આવે છે તેમ બ્રહ્મરન્ધ્રમાં વ્યાપેલ ચૈતન્ય પ્રકાશમાંથી વાસનાવાળા ભોગોના ક્ષયરૂપ વાળ માતાના પેટમાંથીજ બહાર આવેલા હોય છે તેથી તે ભાગના વાળજ શિખારૂપ કહેવાય છે. જેમ જેમ ઓજસ્રૂપ ચૈતન્યપ્રકાશ શરીરમાં પ્રસરે છે તેમ તેમ વાળ ઉગતા જાય છે. બ્રહ્મચર્ય દશામાં સંસારી બહારના ભોગ હોતા નથી માટે વાળની વૃદ્ધિ ઉપર લક્ષ આપવામાં આવતું નથી. ગૃહસ્થ ભોગી હોવાથી ઓજસ્ ઘટતું જાય છે માટે મૃત્યુ વખતે જીવ ઈન્દ્રિયોના દ્વારથી વિખુટો ન પડે અને સગદ્દતિ પામવા બ્રહ્મરન્ધ્રમાંથીજ નીકળે માટે શિખાદ્વારા તે ભાગને કોમળ રાખી, સૂર્યના મંત્રથી જ્ઞાન ખીલવવા તથા શરીરને રથરૂપ ( **शरीरं रथमेवतु** ) અને દેવાલયરૂપ ( **देहोदेवालयं प्रोक्तः** ) માની આત્મતત્વના અનુસંધાનથી શિખાને ધજારૂપ દર્શાવવા આર્યલોકોની ઉત્તમ અભિલાષા દર્શાવવા શિખા રાખવામાં આવે છે અને સર્વ ધર્મ્ય કાર્યમાં આત્મદૃષ્ટિ દૃઢ કરવા પ્રથમ શિખા બંધનથી કાર્ય શરૂ કરવા જરૂર ધારવામાં આવે છે. સંન્યાસીઓને વાસના હોવી ન જોઇએ છતાં આતુર સન્યાસ હોય તેથી છેવટની વાસના દૂર કરવા તેને બ્રહ્મરન્ધ્ર આસપાસ શંખ મારી સાવચેતિ અપાય છે તેથી તેઓને શિખાની જરૂર નથી. સ્ત્રીઓ જીવોની ખાણ છે. તેથી ઓજસતત્ત્વ વિશેષ પ્રસારવા ચોટલો સૌભાગ્યરૂપ મનાય છે જ્યારે વિધવાઓને પતિથી જુદાં

જીવનનું વિધાન નથી માટે તેમને વાળ ન રાખવા વિધિ છે. દ્વિજ વર્ણે અભ્યુદય અને નિઃશ્રેયસ્‌ની રક્ષા માટે શિખા સુત્ર રાખવાંજ જોઇએ. શિખાદ્વારા સૂર્યનું આવ્હાન છે માટેજ પરણતી વખતે કન્યા છૂટા કેશ રાખી સૂર્યનો પાઠ સાંભળે છે અને પુરૂષો ગાયત્રીદ્વારા પ્રાર્થના કરે છે. વિધિપૂર્વક શિખા રાખનારને દેવભાવ હોવાથી ઉર્ધ્વગતિ, કેવળ વાળ ( આગળ ચોટલી ) રાખનારને પામર ભાવનાથી અધોગતિ અને શિખા અને વાળ બન્નેને રાખનારને ત્રિશંકુની ગતિ પ્રાપ્ત થાય છે. તિલક વિનાના શૂન્ય કપાળવાળાને ઇશ્વરબુદ્ધિના અભાવે બીજા જન્મમાં જેમ કાળમીંઢ પથ્થર થવું પડે તેમ શૂન્ય મસ્તકવાળાને બાવળના વૃક્ષરૂપ થવું પડે એ સ્વાભાવિક છે. જે સધવા સ્ત્રી માથાના વાળ કતરાવી લટ વગેરે રાખે છે તે પ્રજાની અવનતિ, પોતાની લંપટવૃત્તિથી અધોગતિ અને પતિની નિર્બળતા અગર આસક્તિ દર્શાવે છે અને જે વિધવા સ્ત્રી કેશ રાખે છે તે દેહાભિમાનથી પતિનો તિરસ્કાર, મલિન મનોવિકાર અને અનિષ્ટ વ્યભિચારથી બાળહત્યાદિની દુષ્ટબુદ્ધિ દર્શાવી પતિ, પિતૃ અને સગાસંબંધીઓને સંતાપે છે અને પોતે યમદ્વારા મહા ત્રાસ પામી દુઃખી થાય છે. યજ્ઞોપવીત કે સૂત્ર પુનર્જન્મમાંથી છોડાવનાર તત્ત્વનો બોધ આપે છે. **सूतेः त्रायते इति सूत्रम् ॥** પ્રાણીને પશુ ભાવના ઓછી થાય, અજ્ઞાન દૂર થાય, સૂક્ષ્મ બુદ્ધિ થાય અને જ્ઞાન મળે માટે ગર્ભવાસથી મરણપર્યંત, જાતકરણ, નામાધિકરણ, અન્ન, પ્રાશન, ચૌલાદિ ૧૬ સંસ્કાર જુદે જુદે વખતે કરવામાં આવે છે તેમાં મુખ્ય યજ્ઞોપવીત, વિવાહ અને શ્રાદ્ધ છે. માતાના પેટમાં મૂર્છા અવસ્થા હોય છે તેમાંથી છૂટી બાલકની અજ્ઞાન અવસ્થામાં અવાય છે. તેમાં જતતની વાસના દૃઢ ન થાય અને ગર્ભમાં નારાયણ ભજવા ચાર વખત પ્રતિજ્ઞા કરેલી હોય છે તે પાળવા જ્ઞાન મેળવવા

અભિરૂચી થાય તે માટે શ્રીગાયત્રી દેવીની ઉપાસનાદ્વારા ચિત્ત-શુદ્ધિ કરતાં શીખાય અને ઇશ્વરતત્ત્વનું દર્શન થાય માટે જનોઇથી બીજો જન્મ મળ્યો એમ કહેવાય છે. તેથી દ્વિજસ્થિતિ પ્રાપ્ત થાય છે. જનોઈને ત્રણ સેર હોય છે અને એક ગાંઠમાં તે બંધાયેલી હોય છે અને ૯૬ આંટાથી સૂત્ર વણાયેલ હોય છે. તે ઉપરથી એવો બોધ મળે છે કે સૂત્રરૂપ વસ્તુ એક છે. સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણે જુદી પડી બ્રહ્મગ્રન્થીમાં ઐકય ધરાવી ચાર પ્રકારના અધ્યાસના ૨૪, ૨૪ તત્ત્વથી ૯૬ તત્ત્વે વિસ્તરી મૂળ સ્વરૂપથી ઉલટા ભાવે એટલે સચ્ચિદાનન્દ ભાવ ઢાંકી નામ-રૂપે પ્રગટ થાય છે તેથી જનોઇ ડાબે ખભેથી જમણી તરફ વહે છે અને જેમ એક સૂત્રમાં મણીઓ જુદા જુદા હોય છે તેમ એક ચૈતન્યજ ઉપાધિદ્વારા જુદું જુદું વર્તતું દીસે છે એવી વૃત્તિ હૃદ-યમાં સ્થિર રહે અને વ્યવહારમાં વર્તાય તેથી હૃદય ઉપર રહે છે. સર્વ દેવકર્મમાં મૂળ સ્થિતિએ, મધ્ય લોક વર્તી ઋષિ કાર્યમાં કંઠમાં, અને અધોગતિરૂપ પિતૃકાર્યમાં અપસવ્યરૂપે રહેનાર પ્રકૃતિ પુરૂષના કલ્પિત ભેદને અનાસક્તિથી ભોગ આપનાર, મલિન મળ મૂત્રના ત્યાગમાં ઉત્તમ તત્વ આકાશમાં નિર્મળ રૂપે કાન ઉપર વર્તનાર આ સૂત્રરૂપ જનોઈ ટુંકામાં અભ્યુદય અને નિઃશ્રેયસ્‌માં સહાય કરનાર શ્રેષ્ઠ વસ્તુનો બોધ આપે છે માટે સર્વ દ્વિજોને જરૂરની છે. સ્ત્રીનાં સંચિત પુરૂષના કર્મ સાથેજ મિશ્રીત થવાથી સ્ત્રી પુરૂષ બન્ને એકજ શરીર હોવાથી આ વિધિની જરૂર સ્ત્રીઓને નથી અને બન્નેની ક્રિયાનો જોખમ ધારી પુરૂષ બેવડી જનોઈ પહેરે છે. પુરૂષની છાયા સ્ત્રી છે તેથી તેનાં સ્વરૂપને જાણવાની જરૂર છે. સ્ત્રીની પ્રથમ અવસ્થા ' એટલે કન્યા વિષે વિચાર કરતાં—

કન્યા શબ્દનો અર્થ केन=जलेन न्यासः त्यागः अस्याः भवति सा

કન્યા એટલે જેના ઘરનું જળ પણ ન લેવાય એવી તજવા યોગ્ય ૧૦ વર્ષની વયવાળી નારી જાતની વ્યક્તિ કન્યા કહેવાય છે. તે માતાના રૂધિરની વૃદ્ધિથી ઉત્પન્ન થાય છે. ઉત્તમ શિષ્ટાચારવાન્ પુરૂષો કન્યાના સાસરાના ઘરના જળનો પણ સ્વીકાર કરતા નથી આનું કારણ એ છે કે પૂર્વ જન્મમાં જેને રીબાવી રીબાવી, ચૂસી ચૂસી, અગર દુઃખી કરી કરી તેનાં તન, મન અને ધનને પડાવી લીધું હોય તે વ્યક્તિ આ ભવમાં જામાતા એટલે જમાઇ થાય છે અને જે જમાન તરીકે વચલા સાધનરૂપ હોય છે, જેણે પોતાની અનુકૂળતા માટે આડા અવળા કૃત્ય કરી જમાઈરૂપ થનાર પ્રાણીને પીડા આપવામાં નિમિત્તરૂપ કર્યાં હોય છે તે કન્યા થઈ અવતરે છે. જેમ કોર્ટનો મોસલ ઘેર બેસી લેણીઆતનાં નાણાં ચૂકવાવી આપે છે તેમજ કન્યા અવતરે કે શરીરમાં ચિન્તારૂપી વેરી પેસે છે અને જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી માવતરને વિશેષ ચિન્તા રહેજ છે. અને કન્યાના અવળા કર્મ હોય તો પણ પી જઇ ધીરજથી સહન કરવાં પડે છે. કહેવત છે કે " દુહિતા ભલીન એક." જો કર્મ સવળાં કરી જમાનરૂપ થયેલા હોય તો કન્યા સદ્વર્તનથી માવતરને શોભાવે છે નહિતર "રહે તો આપથી, જાય તો સગા બાપથી" તેમ ભ્રષ્ટાચરણથી " માવતરનું મ્હોં કાળું અને સાસરાંની પૂંઠ કાળી " એ કહાણી પ્રમાણે પણ માવતરની ચિન્તામાં વૃદ્ધિ રહે છે. માટે હસતાં કે રોતાં કન્યા જમાઈનું રૂણ છોડાવનાર છે. જેમ કોર્ટનો ઘરનો કબજો અપાવનાર (બેલીફ) હાજરીથીજ પોતાની આબરૂ સંભાળી રાજસત્તાના મોટા ત્રાસમાંથી બચવા લેણદારનું મન રાજી કરવા ફરજ પાડે છે તેમજ કન્યાના અવતારથીજ લોકમાં પોતાની ઈજ્જત રાખી ધર્મસત્તાના ભયંકર, અનિવાર્ય, સખ્ત દંડમાંથી બચવા જમાઈનું લેણું વ્યાજ સહિત ભરી આપવા પ્રેરે છે.

જેમ ઘરનો કબજો અપાવનાર (બેલીફ) કાગળ દેખાડી સત્તાનો અમલ કરે છે તેમ કન્યા શાસ્ત્રદ્વારા પોતાના કર્તવ્યપરાયણ થવા સૂચવે છે. પોતે અબોલ બોલશીયાળી રીતે દેખાઈ દયાને વધારે છે કારણ માવતરનાં કરેલાં અવળાં કર્મમાં ભાગ લેવાથી સંસારમાં કન્યારૂપે ( દીકરીનું લોહી હલકું ) પરાધીન સ્થિતિમાં અવતરવું પડે છે. માટે જો માવતર સારૂં ઠેકાણું મેળવી કન્યાને ખુશી કરે અને જમાઈ પ્રસન્ન થાય તોજ માવતર રૂણમુક્ત થાય છે અને કન્યા સુખી થાય છે. આ કારણથીજ માવતરની પહેલીજ ફરજ એ છે કે પૂર્વ જન્મમાં પોતાના સ્વાર્થ માટે જે નિમિત્તરૂપ થઇ અબળા દશાને પ્રાપ્ત થઈ પુરૂષના ભોગરૂપ બની, પ્રસૂતિ અને વૈધવ્યાદિ મહાસંકટની અવસ્થા અનુભવનાર થાય છે તેને સારો સંબંધ કરાવી તેનું કલ્યાણ કરવુંજ જોઇએ. તેથી કહે છે કે " દીકરીને ગાય દોરીયે ત્યાં જાય." જેમ ગાય સુપાત્રને આપવાથી પરમસત્કાર પામી સદા પ્રસન્ન રહી દાતાને આશીર્વાદ આપે છે તેમજ દીકરી સારી સ્થિતિ પામી રાજી થઇ આશીર્વાદ આપે છે અને તેથીજ સર્વ દેવ, ઋષિઓ અને મનુષ્યો પ્રસન્ન થઈ ધન્યવાદ આપે છે. કન્યા પરાયું ધન છે અને જે જામાતૃને મળવાથી રૂણમુકત કરે છે તો પછી પારકી મૂડી ધણીને સોંપવા માટે સામાં નાણાં કઢાવી કન્યાને વેચવાથી કેવો અનર્થ થાય ? તે સહેજ સમજાશે. જેમ ઘરનો કબજો અપાવનાર (બેલીફ) પોતાનો નોકર નથી તેમ કન્યા પોતાની મિલ્કત મૂળથી નથી. જેણે પૂર્વજન્મમાં પોતાની ગાંઠનાં નાણા ખર્ચી, ઉંઘ વેચાતી લઈ રાત દહાડો ચિન્તા, દુઃખ વગેરે વેઠી આ અવતારમાં માવતરરૂપ થનારાંનો સ્વાર્થ સાધી આપ્યો હોય છે તેનો બદલો તેઓ કન્યારૂપે પોતે મ્હોટાં થાય ત્યાં સુધીના ભરણ પોષણથી લે છે. વ્યાજ, બોટ, વ્યર્થ શ્રમ વગેરેનો બદલો તેની

પ્રજા દૌહિત્ર રૂપે લે છે અને તે વ્યાજ પહેલું ચૂકવવાથીજ રૂણ મુક્ત થવાય છે માટે સો બ્રાહ્મણ સમાન એક દૌહિત્ર કહેવાય છે. માટે કન્યાવિક્રય કરનાર પ્રાણી નીચે પ્રમાણે દુષિત થાય છે.

૧ પોતે પૂર્વજન્મમાં કરેલ દેવામાંથી મુક્ત થતો નથી તેથી ઘોર નર્કનો અધિકારી બને છે.

૨ જમાઇ જે પૂર્વજન્મનો લેણીઆત છે તેની પાસેથી સામા નાણાં લેવાથી મૂળ દેવામાં વધારો કરે છે અને ભાવિ જન્મની મ્હોટી જોખમદારી વ્હોરે છે.

૩ કન્યા પોતાની મૂડી નહીં છતાં પચાવી પાડી તે ઉપર નાણાં લેવાથી ચોરી કર્યાનું પાતક માથે વ્હોરે છે અને પોતાની પ્રજાને વેચવાનું પાપ કરે છે.

૪ કન્યારૂપ જમાન પડેલા પ્રાણીની સદ્ગતિ કરવાને બદલે દુર્ગતિ કરી વિશ્વાસઘાતનું પાપ કરે છે.

૫ કન્યાનું શરીર વેચનાર અને વેચાતું લેનાર બન્નેને કન્યામાંથી ઉત્પન્ન થયેલ પ્રજા ઉપર સ્વાભાવિક હક્ક રહેતો નથી માટે તેમણે મૂકેલા પિંડોથી કન્યાના બાપને કે વરને પિતૃ લોકમાં તૃપ્તિ થતી નથી અને તેથી મ્હોટું દુઃખ ખમવું પડે છે.

૬ વેચાતી લીધેલી કન્યા પતિને સહાય આપવા કે સેવા કરવા બંધાયેલી નથી. માત્ર સ્થૂળ શરીરથી વિષયના સુખ માટેજ મેળવેલી હોવાથી આલોક પરલોકમાં ધર્મપત્ની ગણાતી ન હોવાથી તેનું ઐક્ય થતું નથી તેથી બન્ને એકબીજાના શત્રુરૂપ થઇ પરસ્પર પીડા કરનારાં થાય છે.

૭ યમરાજાના વાહકરૂપે (બેલીફરૂપે) અવતરેલી કન્યાદ્વારા ચેતવણી લેવાને બદલે સ્વાર્થ શોધવા પોતાની પત્નીના લોહીરૂપ કન્યાને વેચી નાણું મેળવી ભોગ ભોગવવાની ઇચ્છા કરનાર પુરૂષ શાસ્ત્રદ્રોહ, યમદ્રોહ, પતિદ્રોહ, કન્યાદ્રોહ, જામાતાદ્રોહ અને જનદ્રોહનાં પાતકનો અધિકારી થાય છે. કન્યા પોતાનાં હિતમાં પ્રેરનાર ધર્મના અંશરૂપ હોવાથી તેનું સન્માન રાખી સારી રીતે અલંકૃત કરી, સારા વર, ઘર અને કુટુમ્બ વગેરેથી રાજી કરવાથી સંપત્, શુદ્ધિ અને સુખ વધે છે. આ કારણથી કન્યા લક્ષ્મીરૂપ મનાય છે અને સારાં શુકનને દર્શાવનારી કુમારીકા દેવીરૂપ મનાય છે. તેનું પોષણતોષણ અને સમર્પણ પવિત્ર ધર્મરૂપ મનાવાંજ જોઈએ કે જેથી સદ્ધર્મ પ્રસરે અને સુપ્રજાથી સર્વત્ર સુખશાન્તિ આપે.

ઉપરનાં કારણથી સમજાશે કે દાન આપવાયોગ્ય કન્યાજ છે અને જેને અપાય તેનીજ તે રહે છે. એકને અપાયેલી કન્યા સ્ત્રીરૂપ થાય છે. તે પોતાના પૂર્વજન્મનાં કર્મ પ્રમાણે પતિથી ભોગ પામે છે. પણ જો પતિ થનારને બહુ પીડા કરી હોય અને માવતર થનારને તેથી બહુ રાજી કર્યાં હોય તો આઘાત પ્રત્યાઘાતને ન્યાયે અક્ષત યોનિની દશામાંજ બાળવિધવા થાય છે, દુઃખરૂપ જીવન ગાળે છે અને માવતરને જેવાં રાજી કર્યાં હોય છે તેવાંજ રડાવી રડાવી જીવન ઝેરરૂપ બનાવી બાળે છે. તેને પોતપોતાનાં કર્મનો ભોગ ભોગવીને તેમાંથી છુટી સારી ગાત મળી શકે છે. છતાં **अकुर्वन्विहितं कर्म निन्दितं च समाचरन् । प्रसजंचेन्द्रियार्थेषु नरःपतनमृच्छति ॥** વિહિત્ત કર્મ છોડી, નિન્દિત કર્મ કરી, ઇન્દ્રિયોના વિષય સુખમાં આસકત થઈ પુનર્વિવાહની પોક મૂકે તો નક્કી ભાવિ જન્મમાં બહુ બૂરી દશા થાય છે. આ કાંઈ વિશેષે વાહરૂપ વિવાહ નથી પણ

વિનષ્ટવાહ રૂપ કર્મ છે. આઘાત પ્રત્યાઘાતના વેગમાં વચ્ચે આવવાની વૈષયિક સુખાભાસની સંધી છે તેથી પરિણામ આ લોક તથા પરલોકમાં વિષમયજ આવે છે માટે શુદ્ધ સનાતન ધર્મના રક્ષણાર્થે સૃષ્ટિ ક્રમના સદ્ધર્મરૂપ સન્માર્ગને પંથે વિચરનાર પ્રવાસીઓનાં સદાચરણરૂપ ભાતાંના ભક્ષણ કરનાર કુતર્કોથી સદા ચેતી ચાલવામાંજ શ્રેયસ્ મનાવું જોઈએ કે જેથી સ્ત્રીયો કે જે સુપ્રજાથી દેશની ઉન્નતિનું મુખ્ય કારણ છે તેની સુરક્ષા થાય. કન્યાવિવાહના સમય વિષે વિચારતાં પાંચ ભૂત, સૂર્ય અને ચંદ્ર એમ સાત તત્ત્વની ભાવના પછી આઠમા પુરૂષ તત્ત્વની ભાવના થવા માટે તથા પંચ મહાભૂત, મન અને બુદ્ધિની ભાવના થયા પછી અહંકાર ભાવના પુરૂષાત્મક કરવા પુરૂષ શરીરને યજ્ઞોપવીત અને સ્ત્રી શરીરને પતિમય પુરૂષ ભાવના માટે વિવાહ વિધાન આઠમે વર્ષે કરવા શાસ્ત્ર કહે છે. તેનું કારણ રજોદર્શન પહેલાં સ્ત્રીનાં સૂક્ષ્મ શરીરની ઉર્ધ્વગતિ પતિદ્વારા સંપાદન કરવાનું છે. શરીર જેમ બીજા વર્ષથી અગ્નિ સંસ્કાર યોગ્ય થાય છે તેમ રજોદર્શન પહેલાં વિવાહીત થનાર સ્ત્રી ભાવિ જન્મમાં પતિમય પુરૂષાત્મક અનન્ય ભાવનાથી ઉત્તમ દશા પામે છે. વળી ઋતુ પ્રાપ્ત થતાં બીજ ન રોપાય તો તે વખતે ઉત્પન્ન થનાર પ્રજાદ્વારા જે લાભ પિતૃઓને મળવો જોઇએ તેમાં વિલંબ થાય છે. સ્ત્રીની ભોગવાસના વિચ્છિન્ન થવાથી માતપિતા શ્રાપિત થાય છે અને અધિષ્ઠાત્રી દેવતાઓ કોપે છે. ઋતુપ્રાપ્તિના સમયમાં કન્યા વિવાહીત થવી જોઇએ અને રજોદર્શન થયા પછી પાકેલ ફળની પેઠે વિના વિલંબે યોગ્ય પુરૂષ ભોગ્યા થવીજ જોઇએ. રજો-દર્શન એ સ્ત્રીત્વની આરૂઢ દશા દર્શાવે છે માટે તે પછીનો વિવાહ કેવળ વિષયવાસનાની ભાવનાવાળો હોવાથી અનિષ્ટ છે અને

પતિભક્તિ પૂર્વક નિર્વિકારાત્મક સહવાસ, પ્રીતિ અને પ્રફુલિત વૃત્તિનો સમય કન્યારૂપ હોવાથી કન્યાની ભાવના અસંગ પુરષાત્મક હોવાથી ઉત્તમ ભાવનાવાળી કન્યાદાનરૂપ ગણાય છે માટે ઋતુ પ્રાપ્તિ પછી કન્યાદાનરૂપ વિવાહ ગણાતો નથી. કલિયુગમાં આયુષ્યનું પ્રમાણ અતિ અનિશ્ચિત હોવાથી સામાન્ય રીતે ૧૨ થી ૧૫ વર્ષની વચ્ચે કન્યા રજસ્વલા થાય છે માટે તેટલા વખતની સંધિમાં વિવાહ કરવો ઉચિત ગણાવો જોઇએ.

સ્ત્રી જ્યારે લગ્નની ગાંઠથી જોડાય છે ત્યારે બ્રાહ્મણ, અગ્નિ, સૂર્ય, માતપિતા અને સગા સંબંધીઓની સાક્ષીથી જગત્‌ના આ લોકના ભોગ ભોગવવા પોતાનાં સ્થૂળ શરીરને પતિના સ્થૂળ શરીરને આધીન કરે છે અને પરલોકના ભોગને માટે સૂક્ષ્મ શરીરને પતિના સૂક્ષ્મ શરીરમાં જોડે છે. માટે પ્રથમ જે મરે તે પિતૃલોકમાં એકબીજાની વાસનાથી જોડાયેલાં હોવાથી એકબીજાની રાહ જુવે છે. તે દશામાંથી મુક્ત થવા માટેજ સ્ત્રીઓને સતી થવાનો રિવાજ હતો અને પુરષે તેની સપિણ્ડક્રિયા કરી તેને પિતૃલોકમાંથી છોડાવી સદ્‌ગતિ આપવાનો વિધિ હાલ પ્રચલિત છે. સ્ત્રીનું શરીર ફોટોગ્રાફની અંધારી આરસી ( ડાર્ક પ્લેટ ) જેવાં છે. તેમાં એક વખત પતિની જે છાપ પડી તે કાયમ આલોક ને પરલોકમાં રહે છે અને તેમાં સંકીર્ણતા ઘટતી ન હોવાથી વિધવા વિવાહનું કે પુનર્વિવાહનું વિધાન અતિ સૂક્ષ્મ, પરમ સાત્વિક અને નિર્મળ ભાવોમાં કદી સંભવતુંજ નથી. અનિત્ય, અનિશ્ચયાત્મક દૃષ્ટ સુખાભાસ ઉપર દૃષ્ટિ ન કરતાં નિત્ય, ધ્રુવ અને નિરતિશય સુખનું દર્શન આર્યલોકોને હોવાથી વર્તમાન કરતાં ભવિષ્યના ક્રિયમાણ કર્મો અને તેનાં પરિણામનો વિચાર કરવા તેઓને શાસ્ત્રો પ્રથમ વિધિ

દર્શાવે છે અને પુરૂષ સાથે જોડાવાથી સ્ત્રીનું ગોત્ર, કુળ, વગેરેને પુરૂષના ગોત્રાદિમાં એક કરવામાં આવે છે. પુરૂષો એક સ્ત્રી ગત થવાથી તેને બંધનમાંથી મુક્ત કરી સદ્દગતિ અર્પી બીજી કરી શકે છે પણ સ્ત્રી જ્યાંસુધી પિતૃલોકમાંથી પતિને ભેટી વાસના તૃપ્ત કરી મુક્ત ન કરે ત્યાં સુધી દેવો, ઋષિઓ અને મનુષ્યોની પવિત્ર ભાવનાને નિભાવવા, વર્ણસંકર પ્રજાના ત્રાસથી યમલોક, પિતૃલોક અને મનુષ્યલોકના ઉત્પાતને અટકાવવા, વ્યભિચાર કે બીજો પતિ ન કરી શકે. પુરૂષોએ સમજવું જોઇએ કે પોતાના ક્ષણિકનિન્દિત સુખ માટે પારકી સ્ત્રીને પ્રસૂતિનાં મહા દુઃખમાં ઉતારવા, પોતાને તેને પેટ અવતરી બીજાની પ્રજા મનાવવા, પોતાના ફળનો ઉપભોગ બીજાને આપવા, તે ફળનો બોજો બીજા માથે નાખવા, જનસમાજની વિશુદ્ધ વહેતી નીતિનો ભંગ કરવા, પારકા ભોગને પચાવી પાડવા સ્ત્રીના જીવનને પ્રસૂત્યાદીથી મૃત્યુ, રોગ વગેરેના જોખમમાં નાખવાના પ્રત્યક્ષ પાપોમાંથી અને શાસ્ત્ર નિર્દિષ્ટ મહા ભયંકર પાતકોમાંથી ઉગરવા વિહિત વિવાહિત સ્ત્રીયોથી તૃપ્ત માની પોતે પોતાની હિંસા કરતાં સંભાળી વર્તવું જોઈએ અને સ્ત્રીઓને સન્માર્ગે પ્રવર્ત્તાવવી જોઇએ. આથી કાળના મુખરૂપી યજ્ઞની વેદીમાં પોતાના શરીરરૂપી યજ્ઞોપવીતથી વિશુદ્ધ થયેલાં પવિત્ર બળીદાનને અર્પી ઇશ્વરની સર્જન ક્રિયાને સહાય આપી સુખી થવાય છે. એવા સુખકર ચાર પ્રકારના વિચારોને ( પ્રશ્ન ૨૮ના ઉત્તર ) સુપલ્લવીત બનાવવા ( ઉંદરને માટે ખુણામાં રાખવામાં આવતી લાડુડીરૂપ ) સાત્વિકતા પ્રાપ્ત કરી જીવનને, માત-પિતાને અને ભારતભૂમિને શોભાવવા જોઈએ. જેમ દેવકાર્ય અને પિતૃકાર્યની સંધિના મધ્યાન્હ સમયે સૂર્યદેવની ઉત્કૃષ્ટાદશા હોય

છે તે વખતની પ્રસન્નતા મેળવવા મધ્યાન્હ સંધ્યા કરવામાં આવે છે અને તેથી જેમ દેવ, ઋષિ, પિતૃ અને મનુષ્યો સુખમય જીવનને સૂર્યદ્વારા પ્રાપ્ત કરી શકે છે તેવી રીતે યૌવનરૂપ મધ્યમ-દશાના ઉત્કૃષ્ટ ચૈતન્યબળથી ઉત્તમ ભાવના પ્રાપ્ત કરી પોતાના અને પારકા જીવનને ઉત્તમ બનાવવામાં મહત્તા માનવી જોઇએ. કુટુમ્બમાં સંપ અને સુખ વધારી શકે માટેજ સ્ત્રીને કેળવવી. પતિને ઇશ્વરજ માને એવો ભાવ ઉત્પન્ન થાય, ગૃહકાર્યમાં નિપુણ થાય, પ્રજાનું રક્ષણ પોષણ કરી શકે, આલોક પરલોકમાં પોતાનાં પતિવ્રત્તાપણાને દીપાવી શકે અને પુરૂષ અને પ્રકૃતિરૂપે જુદાં પડી ભ્રમ ન ઉપજાવતાં એકરસ થઈ પરમમાન્ય થાય એવી કેળવણી સ્ત્રીઓને પોતાના ઘરમાં આપી સદાચારી બનાવવા વિધિ છે.

આ પ્રમાણે સ્ત્રીને શારિરિક, માનસિક અને વાચિક સૌન્દ-ર્યવતી ગૃહણી બનાવી ધર્મ, અર્થ, કામ અને મોક્ષના સાધનરૂપ માનવાની છે. સરખા હક્કથી પુરૂષના સમાનભાવમાં કદી આવી શકે નહિ માટે પ્રયાસ નિષ્ફળ છે. સ્વાભાવિક શરીરનો ભેદ, તેના ધર્મો અને ફળનું ઐકય કોઇ કાળે થાય તેમ નથી. સૂક્ષ્મ અને કારણ શરીર સર્વ પ્રાણીઓ, પુરૂષ અગર સ્ત્રી હોય તેનાં સમાન છે તેની રક્ષા પુરૂષો ધાર્મિક વૃત્તિથી ઈશ્વર આરાધનથી અને જ્ઞાનથી પોતે સબળ બની કરી શકે છે અને સ્ત્રીને પોતાનું અર્ધાંગ ગણાવી શકે છે. બહિર્પ્રવૃત્તિથી નહીં પણ માનસિક અન્તરપ્રવૃત્તિથી સ્ત્રી સમાનતા યોગ્ય થાય છે. દેશોન્નત્તિમાં ભરતખંડની સ્ત્રીઓની ઉપ-યોગિતા કેટલે અંશે થઇ શકે તે નીચેના સંવાદથી જણાશે.

## પાત્રો—ઉમા, રમા અને પ્રમા—સ્થળ—કામ્યદેશ.

—+—

ઉમા—પ્રમા બ્હેન, આ ભારતભૂમિને કામ્યદેશ કેમ કહે છે ?

પ્રમા—રમા બ્હેન, આ પ્રશ્નનો ઉત્તર તમે આપશો ?

રમા—ઉમા બ્હેન, પોતે પોતાને જોઈ શકીએ તેમ હોય તો જવાબ અપાય. આંખ પોતે પોતાને દેખે ખરી ?

ઉમા—(હસતાં) કહો ત્યારે રમા બ્હેનના વિલાસથી !

પ્રમા—હા એમજ છે. કારણ કે ભારતભૂમિ એવું પદ છે કે જેને વાયુ, અગ્નિ, વારિ અને પૃથ્વી વિવિધ પ્રકારે નિરંતર સેવે છે. આખા જગત્‌ના સારરૂપ આ પ્રદેશમાં સર્વ રિદ્ધિ સિદ્ધિઓ સર્વને અનાયાસે સુલભ થાય છે. મનુષ્યો કાંઈ ઉદ્યમ ન કરે તો પણ તેમને રહેવા માટે વૃક્ષો, ડુંગરો, ગુફાઓ વગેરે મળે; ખાવા માટે ફળ, ફુલ, મેવો, દાણા વગેરે મળે; પીવા માટે જળ, દૂધ, મધ, ક્ષારો વગેરે મળે; બેસવા માટે રૂ, ઉન, શણ, ઘાસ વગેરે મળે. વાહન માટે ઘોડા હાથી વગેરે મળે; વાપરવા માટે હિરા, મોતી, સોનું, રૂપુ, ત્રાંબુ, લોઢું, કાંસુ વગેરે મળે; જોવા માટે રંગ બેરંગી પથ્થરો, મોર આદિ પક્ષીઓ મળે; સાંભળવા માટે કોયલ, પોપટ, મેના વગેરેના મીઠા સ્વરો મળે; સુંઘવા માટે પુષ્પ, ચંદન, કેસર, કસ્તુરી, કપૂર વગેરે મળે; સ્પર્શ માટે રેશમ, સ્ત્રી વગેરે મળે; અને ખેલવાને બાળક શિકારી પશુઓ વગેરે મળે છે માટે સર્વના સમૃદ્ધ રૂપ ભારતદેશ સર્વને અભિલષણીય છે તેથી કામ્યદેશ કહેવાય છે. સર્વ ઈન્દ્રિયો ભોગથી તૃપ્ત થાય એવા સાધનથી ભરપૂર હોવાથી રમા કે જેનું ભોગસ્વરૂપ છે, જેને આખું જગત્ વશ છે અને જેના મોહમાં રાત દિવસ સર્વ ચિન્તા કર્યા

કરે છે તેના સુલભપણાથી ભારતભૂમિ સર્વને અભિષ્ટ વિહારનો પ્રદેશ થઇ છે એટલુંજ નહીં પણ રમાને પ્રાણીઓ મહાલક્ષ્મીજીરૂપે માને છે કે જેમાંથી સર્વ ગુણો પણ મળી શકે છે. માટે ગુણના ભંડારરૂપ પણ આ ભારતભૂમિ કામ્યદેશ છે. **सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते ।** એ નિયમે સુખસંપત્તિનાં પરમ સાધન સુલભ કરાવી આપે એવી શક્તિ દ્રવ્યદેવતા છે તે ભારતભૂમિનું સ્વાભાવિક સ્થૂળ અંગ હોવાથી સર્વ લોકો તેને કમે છે, ચાહે છે અને તેમાં વ્યવહરવા ઈચ્છે છે.

રમા—વાહ! વાહ!! પ્રમા બ્હેન, 'હિરા મુખસે નહિ કહે, લાખ અમારા મોલ' તેમ એકની પાઘડી બીજે પહેરાવી ઉકડમૂકડ ઠીક ઉતારો છો. તમારા સ્વરૂપથી ભારતભૂમિનો મહિમા છે એટલે તમે પોતે કહો એ મ્હારો મત હોવાથી હું બોલેલી. જુઓ ઉમા બ્હેન, આ પ્રમા બ્હેનને સર્વ પ્રાણીઓ સરસ્વતીને નામે ઓળખે છે. સાંખ્ય અને યોગથી ચક્ષુને, શ્રુતિ, સ્મૃતિ અને સંગીતથી કર્ણને, સાહિત્યની સુરસ સુવાસથી ઘ્રાણને અને કલાવૈચિત્ર્ય અને બુદ્ધિ ખીલાવટથી સ્પર્શેન્દ્રિયને તૃપ્ત કરનારાં, તત્વબોધનાં સાધન સુલભ કરનારાં, જગતના વ્યવહારને નિયમિત ચલાવનારાં, સર્વ દુઃખમાંથી શાન્તિ આપનારાં, આપણને શોભાવનારાં, ત્રિવિધ તાપ નિવારનારાં, સૌમ્ય, શીતળ, સુગન્ધી, મનોહર અને રમણીય તત્વને દર્શાવનારાં અને જન્મમરણના મહા ત્રાસમાંથી મુક્ત કરનારાં, સૂક્ષ્મ શરીરરૂપ હોવાથી આ ભારતભૂમી માટે દેવતાઓ પણ ઇચ્છા કરે છે. તપ, બ્રહ્મચર્ય, યોગ અને મંત્રતંત્રથી ભારતભૂમિના લોકો હજારો વર્ષ જીવી શકે છે, અદ્ધર ઉડી શકે છે, ગમે તે સ્થળે ગમેતેવે વેશે ગમે તે વખતે જઈ શકે છે, એક ઠેકાણે બેઠાં ગમે તેના મનની તથા સ્થાનની વાત જાણી શકે છે, સ્થળનું જળ

અને જળનું સ્થળ કરી મૂકે છે અને દેવોથી વ્યવહાર કરે છે તથા આલોક પરલોકનો વિચાર કરી તેનો ભોગ લઈ શકે છે માટે વિદ્યાદેવીના યોગની ભ્રાન્તિથી !

પ્રમા—લોકો અનાયાસે માટીના વાસણમાં સ્વાદિષ્ટ અને સ્નિગ્ધ ભોજન કરી શકે છે, કેરી દુધપાકનાં અમૃતપાન કરે છે, વસ્ત્રાલંકાર ધારણ કરે છે, તેલ અત્તરથી ભભકે છે, કોટીકોટી સુવર્ણમુદ્રાના દાન કરે છે અને બાજપડીઆરૂપ સુવર્ણના પાત્રમાં ભોજન કરી તેને નિર્માલ્ય ઠરાવી નાખી દેનારા મહા સમૃદ્ધિવાન્ છે એવી લક્ષ્મીની ભ્રાન્તિથી લોકો ભારતભૂમિને ચાહે છે માટે કામ્યદેશ કહે છે.

ઉમા—આવી સ્થિતિ ભારતભૂમીની હોય તો આપણા લોકોને બીજા દેશમાં વધારે સુખ અને સંપત્તિનો મોહ કેમ હોય છે ?

રમા—પ્રમા બ્હેન, એ આપનો પ્રતાપ છે.

ઉમા—એમ કેમ ? ઉષ્ટ્રલકુટીકા ન્યાય આપવા ધારો છો ?

રમા—ઉમા બ્હેન ક્ષમા કરજો. ભારતભૂમિના લોકોને બીજા દેશ પ્રમાણે ભણવામાં, ગણવામાં, પોશાકમાં, ખાવાપીવામાં અને રહેણી કરણીમાં અભિરૂચિ, ઉન્નતિ અને આબાદી દેખાય છે અને તે માટે આંધળા બની સારગ્રાહી ન થતાં યાહોમ ઝુકાવી અનુકરણ કરે છે તે આપનોજ મહિમા છે.

પ્રમા—ભારતભૂમિની વિદ્યાના સાધન વિદેશી હરી ગયા. તેને સિદ્ધ કરી, હવામાં, પાણીમાં અને ભૂમિ ઉપર યંત્રદ્વારા સર્વ પ્રયોગ કરે છે અને ભારતભૂમિના લોકોને એોકેલ અને એઠું ખાવા વ્યાજને લોભે મૂડી ગુમાવવા ઉત્સાહ થયો છે તે પણ આપની કૃપા છે.

ઉમા—ત્યારે હું શું ભ્રાન્તિ છું?

રમા અને પ્રમા—હા બ્હેન. માટેજ લોકો તમને મહાકાળી કહે છે અને તમારૂં સ્વરૂપ કળાઈ શકે તેમ નથી.

પ્રમા—તમારા સ્વરો ઉલટાવી બોલાવીએ તો आ उ म्= ॐ પ્રણવરૂપ બ્રહ્મવાચક થાઓ અને એમને એમ ઉમા એ રૂપે માનીએ તો ઉદ્દેશે નહિ ( उद्देशे या मा सा ) એવાં मायारूप અકલિત છો તેથી જો ઉલટાં વર્તાવીએ તો અવિદ્યા મટી વિદ્યા થઇ પ્રાણીને સવળે માર્ગે વર્તાવો. પણ જેવાં છો એવાં માનીએ તો રમાબ્હેનને વિષયીભોગભૂમિરૂપ પરઘરવાસી દર્શાવો અને નિત્ય પરમેશ્વરત્વ ચૂકાવી અનિત્ય અને આસુરી પગલાં ભરાવો.

રમા—વળી પ્રમા બ્હેનને સ્વચ્છન્દી, પાખંડી, નિરૂપયોગી અને ઉદાસી વર્તાવી સ્ત્રીની આકૃતિથી પુરૂષની કૃતિમાં પ્રવર્તાવો અને દૈવી ભાવનામાંથી રાક્ષસીરૂપે દર્શાવો.

ઉમા—शान्तं पापम् ॥ તમને બન્નેને મ્હારાથી દુઃખ થાય છે તો આપણે અળગાં થઈએ.

પ્રમા—प्र, र અને उ ઉપરનાં રૂપ તજીએ તો મારૂપે આપણે એકજ છીએ.

રમા—અમારાં આધારરૂપ તમને મૂકી અમે કયાં જઈએ?

ઉમા—ત્યારે કાન્તિ અને શાન્તિમાં ભારતભૂમિને વિશ્રાન્તિ મળે તેમ મને પ્રેરી તમે સ્થિર કરો.

રમા અને પ્રમા—બ્હેન, અમને સ્થાન બતાવો!

ઉમા—પ્રમા બ્હેન, તમે શાન્તિસૂચક છો માટે ઉત્તમ તત્વ બ્રાહ્મણત્વ કે જેમાં ધૈર્ય, દયા, શુચિતા, સંતોષ અને વિદ્યાવિનોદ

હોય છે ત્યાં વસો અને રમા બ્હેન, તમો મોહની વાસના તૃપ્ત કરાવી પ્રાણીઓને સદ્‌ગતિ અપાવો છો માટે ઉત્તમ આચારવિચારવાળા સર્વ વર્ણમાં શુદ્ધિથી રહો.

પ્રમા—મ્હારાથી એકદેશીય થઇ રહેવાય નહીં. બ્રાહ્મણત્વ વર્ણસંકરત્વને લીધે અતિ વિસ્તારને પામ્યું છે માટે નગદ નાણાં રૂપે લક્ષ્મીજી રમાબ્હેન ભલે અમૂક પ્રદેશમાં રહે પણ મ્હારે તો સર્વદેશીય થવું છે. એટલે પુરૂષો સાથે હરિફાઇ કરવાની, વિદ્યામાં, ધંધામાં, જીવનના હક્કમાં અને રાજ્યના બંધારણમાં અગ્રેસર થઇ પુરૂષોને ન્યાતજાતનાં બંધનમાંથી મુક્ત થવા ગમે તેમ કરી માથું મારી માર્ગ કરવામાં ઉત્સાહી બનાવવા, છૂટથી ફરવા, ઉપદેશ કરવા, સંસ્થાઓ સ્થાપવા, સ્ત્રીઓને આગળ વધારવા અને સાદાઇથી દેશોન્નતિના કાર્યપરાયણ રહેવા ઈચ્છા છે.

રમા—પ્રમા બ્હેન, સ્ત્રીનું સૌભાગ્ય ચૂડી, કમખો અને ચાંલ્લો છે. કંઠ, પગ, અને નાક વગેરેમાં અલંકાર ધારણ કરવાના છે. ઘરકાર્યમાં તથા દેવકાર્યમાં સહાયક થઇ કુળધર્મ સાચવવાનો છે તે પસંદ નહીં કરો ?

પ્રમા—જમાનો એવા કાર્યમાં વખત ગુમાવવાની ના કહે છે. વસ્ત્રો અલંકારોમાં મૂડી ખર્ચી શોભા માનીએ તે કરતાં આપણી ગરીબ નિરાધાર બ્હેનોને કેળવણી આપી સુખી કરવામાં પૈસો વાપરવો વધારે સારો, ખાનપાનના સ્વાદમાં રાતદહાડો વખત ફૂંકયા કરવો તે કરતાં ન્યુસપેપરો વાંચવામાં, સભાઓમાં જઇ પોતાના વિચારો દર્શાવવામાં દેશની સેવા સારી રીતે થઇ શકે છે. દેવદર્શન પૂજન કે અર્ચનમાં વખત રોકવો, ધર્માદાને નામે નાણાં આપી અનાચાર આળસ અને અધર્મને ઉત્તેજન આપવું અને

વગર શ્રમે પેટ ભરનારા બ્રાહ્મણો, બાવાઓ અને ઢોંગીઓને સહાય કરવા શ્રમ લેવો તેથી વખત, નાણું અને મહેનત વ્યર્થ જાય છે તે કરતાં સર્વ કોમની હરીફાઈમાં આપણે કઇ રીતે આગળ વધી શકીએ, આપણી ભવિષ્યની પ્રજા કેમ વધારે સંગિન જ્ઞાન મેળવી શુરવીર પ્રતાપી બને અને આપણો ઘરસંસાર વિશેષ કેમ સુખમય થાય એવી જાતના વિચારો અને તેવાં કર્મોમાં પ્રવૃત્તિ કરવી વધારે સ્તુત્ય માનું છું. નહિતર દેશ, કાળ અને આત્માનો જાણીજોઈ દ્રોહ કરીશું.

રમા—હાથમાં કાચની કામળીઓ, પગમાં બુટ તથા અંગે ઉચું પોલકું અને ઝીણી સાડીઓ સ્ત્રીઓ પહેરે છે, દુકાને ખરીદી કરવા જાય છે, નાટક સીનેમા વગેરે જોવા જાય છે અને જ્યાં ત્યાં હવા ખાવા ભટકતી ફરે છે તેનો અર્થ નાણાં બચાવી લોકોના અનુભવ મેળવવાનો અને દેશોન્નતિનો છે કે કેમ ?

પ્રમા—કેટલુંક જમાનાને અનુસરી ધારણ કરવું પડે છે.

ઉમા—હું પાસે ઉભી છું માટે તમે બન્ને અવળા તર્કો કરી રાગદ્વેશમાં ઉતરોછો માટે હું રજા લઇશ પણ એટલું કહી શકે જે જુનું તે સોનું. માવઠાંના મેહથી વાવણી ફળે નહીં. તેમ ધીરજનાં ફળ મીઠાં છે માટે રૂડું દેખી રાજી થાવું નહીં. બુરૂં દેખી કચવાવું નહીં. જેવી વસ્તુસ્થિતિ પ્રાપ્ત થાય તેમાં વિચક્ષણતા વાપરી અનુકૂળતા કરી લેવી પણ નિત્યતત્ત્વનું નિકંદન ન કરવું. સૌભાગ્યના ચિન્હધારી, પોતાના પુરૂષોને સમજાવી દેશ, કુળ, ન્યાતજાતની મર્યાદા સાચવી પુસ્તકો લખી સ્ત્રીયોને સહાય કરવાના પોતાના વિચારો દર્શાવાય, પાકશાસ્ત્ર અલંકાર આદિથી ગૃહસ્થાશ્રમના લાભ લેવાય અને આલોક કરતાં પરલોકમાં ઉત્તમ

સ્થિતિ પ્રાપ્ત કરવા માટે, દર્શન, પૂજન, આતિથ્ય, દયા, દાન વગે-રેની આવશ્યકતા છે. સૌજન્ય, સુશીલતા, પરમાર્થ અને વિદ્યાની મૂર્તિઓનાં ક્યાંય પ્રદર્શન ભરાતાં હશે? માટે ઠામે ઠરી, ઇશ્વર નિર્મિત અધિકારને દીપાવી આલોક, પરલોકમાં સુખી રહો એમ જ્ઞાન મેળવી, વર્તન પવિત્ર, સાદુ અને મુંગું રાખી ભ્રાન્તિમાંથી મૂક્ત થાઓ તેથી સંપ, સુખ અને સમૃદ્ધિ મળે.

પ્રમા અને રમા – **તથાસ્તુ.**

પ્રમા—બ્હેનો, આપણે આપણા મૂળસ્થાન એટલે પતિથી દૂર, જુદે ભાવે, સ્વતંત્રપણે વર્તવાથી આપણી એકબીજાની એકતા ઉતકૃષ્ટતા અને સુશીલતા લોપાય છે માટે પતિ એજ પ્રભુ એમ માની તેની સેવામાં આનન્દ માનો અસ્તુ.

ઉપરના સંવાદથી સમજાશે કે જેમ પરમાર્થમાં પ્રકૃતિ પુરૂપ વિના ક્રિયા કરી શકતી નથી, વ્યવહારમાં છાયા જેમ દેહથી છૂટી ટકતી નથી તેમ સ્ત્રી પુરૂપથી ( પિતા, પતિ કે પુત્રથી ) સ્વતંત્ર રહી શકતી નથી. સ્ત્રીની કાયામાં આધરચક્ર કે જેમાં શ્રી ગણેશનું ધ્યાન કરવામાં આવે છે તે તથા સ્વાધિષ્ટાનચક્ર કે જેમાં બ્રહ્માનું ધ્યાન કરાય છે અને ઉત્પત્તિ પ્રભવે છે તે બે ચક્રોમાંથી પુરૂપના ચક્ર સમાન જનક ક્રિયા થતી નથી માટે ચૈતન્યપ્રદ વીર્યરૂપ સત્ત્વાં-શથી બુદ્ધિનાં અમોઘ ધૈર્યને સંરક્ષવાની શક્તિ પુરૂપ સમાન ન હોવાથી પુરૂપની તુલનાએ સ્ત્રી કદી આવી શકતી નથી. પરંતુ જેમ આર્યાવર્ત પરમાર્થ દર્શનમાં સર્વ દેશ કરતાં અધિક નીવડયો છે તેમજ સાંસારિક નીતિમાં પણ સર્વથી ટોચે ઉભો છે તેથી સ્ત્રીઓને સર્વથી અધિક સન્માને છે. હિન્દુઓનું દષ્ટિબિન્દુ ( Ideal ) તેઓના દેવતત્વમાં સમાયેલું છે. તે વિષે અવલોકન કરતાં સર્વથી અધિક મહાદેવે પાર્વતીને ઉપદેશ આપી પોતાના અર્ધ અંગ વિષે

સ્થાન આપ્યું અને એજ શક્તિનાં નિર્મળત્વ, નિર્વિકારત્વ, પરોપકારત્વ અને પાવિત્ર્યને એકરસ ગંગાજીરૂપે અનુભવ્યું ત્યારે મસ્તક સ્થાન અર્પ્યું. ભગવાન્ વિષ્ણુએ લક્ષ્મીજીની અનન્ય ભાવનાથી ઉત્તમ સેવા અને પરમ પવિત્ર પતિવ્રતાપણું અનુભવ્યું કે જગત્‌ના જીવનરૂપે સર્વત્ર પૂજાયોગ્ય બનાવી સર્વ વર્ણમાં વિચરવા સ્વાતંત્ર્ય અર્પ્યું. બ્રહ્માજીએ શ્રી સરસ્વતીના નિર્ભય અને અતિ સૂક્ષ્મ મર્મને જાણી પોતાની સદ્‌ગતિના આધારરૂપ માની, ઉગ્ર તપસ્વીઓમાં સુખકર ગણાવી લોકોનું કલ્યાણ કરવા, બાળક, વૃદ્ધ, રાય, રંક, ઉંચ, નીચ, પુરૂપ વા સ્ત્રી સર્વમાં, દેશમાં કે વિદેશમાં વસવા, વધવા અને વિભૂષિત કરવા યથેચ્છ સ્વાતંત્ર્ય આપ્યું છે. ગાર્ગિ, મૈત્રેયી, લીલાવતી, સાવિત્રી, અનસૂયા, ચૂડાલા, મદાલસા વગેરેની વૃત્તિઓથી પણ ઋષિમુનિઓનું સન્માન સિદ્ધ થાય છે. ભગવદ્‌ભાષ્કાર શ્રીઆદ્ય શંકરાચાર્યે પોતાના પ્રતિપક્ષી મંડનમિશ્રનીસાથે વાદવિવાદમાં ન્યાયપૂર્વક નિર્ણય આપવા તેમનાં પત્ની સરસ્વતીને અધ્યક્ષ બનાવી, સ્ત્રીનાં જ્ઞાનશક્તિ, સત્ય બુદ્ધિ અને નિઃસ્પૃહતાનો અનુપમ દાખલો દર્શાવ્યો છે. તોપછી ભારતભૂમિનાં બાળકો સ્ત્રીઓને પ્રજા ઉત્પન્ન કરવાના સંચારૂપ માની, વિષયવાસના તૃપ્ત કરવાનું સ્થાન ગણી ઘોર અજ્ઞાનમાં રાખી પોતાના અહર્નિશ સહવાસમાં મૂર્ખ સ્ત્રીની સોબતથી સંસારનો રથ વિષમ ચક્રથી ચલાવવા યોગ્ય કદી નહીં ધારે એટલુંજ નહીં પણ સ્ત્રીઓની યોગ્યતાને પરીપૂર્ણ સન્માની અનન્ય દાખલો દર્શાવવા પાછીપાની કરેજ નહીં. પુરૂષો સ્ત્રીઓને અધમ કહી નિન્દે તો વિદૂષી એનીબીસન્ટ આદિ સ્ત્રીયોને, સ્વદેશભૂમિને તથા ચંડી આદિ દેવીઓને શામાટે સન્માને! સ્ત્રીઓ કે જેમના ગૃહશિક્ષણ અને પવિત્ર આચરણ ઉપર ભવિષ્યની પ્રજાની ઉન્નતિનો આધાર છે તેને યોગ્ય કેળવણી આપી, સદાચારમાં ન પ્રવર્તાવે

તો હિન્દુઓ પોતાના દેવોને તરછોડે છે, ઉમાકાન્ત, લક્ષ્મીકાન્ત, સીતારામ, રાધાકૃષ્ણ આદિ પદોને વખોડે છે; પોતાના સુખસંપત્તના સ્થાનને દગો દે છે; પોતાની પ્રજાને નિચોવે છે અને પિતૃ કુટુમ્બ, જાત અને દેશને દ્રોહે છે માટે પુરૂષે સ્વતઃ અધિક બની સ્વકીયાને પોતાના સ્વરૂપે સન્માનવા યોગ્ય બનાવવીજ જોઈએ એજ એની પૂજા છે. શાસ્ત્ર કહે છે કે જ્યાં નારીઓ પૂજાય છે (માન પામે છે તથા ઉત્તમ ભોગથી પ્રસન્ન થાય છે) ત્યાં દેવતાઓ પ્રસન્ન રહે છે. (ઇન્દ્રિયોના દેવો રમે છે અને સૃષ્ટિ કાર્ય ઉત્તમ રીતે ફળે છે). બુદ્ધિ જેમ શુદ્ધ થાય તેમ આત્મદર્શન સત્વર થાય છે. તેમજ સ્ત્રીઓ જેમ સુધરી પવિત્ર રહે તેમ પતિથી ઐક્ય પામતી જાય છે અને બન્નેનો ઉદ્ધાર સત્ત્વર થાય છે. માટે સ્ત્રીઓની સદ્ગતિ એ જેમ પ્રજાની સદ્ગતિ તેમજ પોતાનીજ સદ્ગતિ મનાવી જોઈએ.

દેવોને ચાર હાથ કલ્પેલા છે તેનું કારણ પણ એજ છે કે તેઓની શક્તિ સરસ્વતી, લક્ષ્મી કે ઉમા જુદી નથી પણ એકજ સ્વરૂપ છે એમ સૂચવવા બન્નેના બબ્બે હાથથી ચાર હાથવાળું એક સ્વરૂપ માનવાનું છે. સર્વને સર્પનો સંબંધ હોય છે તે એમ સૂચવે છે કે તૃષ્ણારૂપ સર્પ અહંકાર જ્યાં સુધી હોય છે ત્યાં સુધી તે તે દેવોના લોકમાં આધીન રહેવું પડે છે અને તેઓને નિર્લેપ છતાં પણ પ્રારબ્ધ ભોગ ભોગવા ઉપાધિમય રહેવું પડે છે. માટે તેઓની ઐક્યતાથી પ્રસન્નતા પ્રાપ્ત થયે મોક્ષ છે નહિતર તૃષ્ણાના પાશથી સંસાર ચક્રમાં ભ્રમણ મળે છે. યમરાજ એ સદાશિવનું અંગ છે માટેજ ઉપમન્યુ કહે છે કે **सहसंवभुजंगपाशवान् विनि गृहणातिन यावदन्तकः अभयं कुरुतावदाशुमे गतजीवस्य पुनः किमौषधैः** યમરાજા પાશથી પકડે

નહીં તે પહેલાં જીવતાંજ અભયતત્ત્વને પમાડ. મુઆ પછી ઓસડ શું કામનું? વળી માર્કંડેય ઋષિને પણ શિવે બચાવી યમને અટકાવ્યો છે માટેજ સદાશિવ કહે છે કે **क्रोधान्ध स्तस्यतस्यस्वय मिहजगतामन्तकस्यान्त कोऽहम् ॥** ક્રોધ યુક્ત, સર્વ કર્મના સાક્ષી અખિલ જગતના અન્તક યમનો પણ અન્તક હું છું માટેજ મૃત્યુંજય શિવ, લય કરનાર એટલે વૈરાગ્યથી વાસનાનો લય કરી અજ્ઞાનથી પ્રવૃત્ત થયેલ અધર્મરૂપ સંસારને ધર્મરૂપ જ્ઞાન મૂર્તિમય કરનાર છે તેવા સદાશિવનું ધ્યાન વિષ્ણુરૂપે રજોગુણ તત્વમાં હૃદયમાં ભવાની સહિત કરાય છે અને વિષ્ણુનાં અંગ એટલે શ્રૌત સ્માર્ત ધર્મો બ્રાહ્મણ, ગાય, તુલસી, અને સૂર્ય છે તેની પૂજા સદાશિવના ભક્તોને પણ આવશ્યક છે. તેજ તત્વનું પૃથ્વી ઉપર માતાપિતારૂપે બ્રહ્માનું ધ્યાન કરવામાં આવે છે અને બ્રહ્માર્પણ કરી સર્વ કર્મો કરાય છે. એવી રીતે શ્રી ગણેશથી આધાર ચક્રથી પરમજ્યોતિ પરમાત્મત્વમય બ્રહ્મરન્ધ્ર ચક્ર સુધી એક ચૈતન્ય સત્તાને અનુભવવા અનન્ત મૂર્તિમય જગત્‌ને એક અખંડ આનન્દ સ્વરૂપે ઓળખવા દેહને દેવાલય માની શિખારૂપી ધ્વજાવાળા અને સૂત્રરૂપી ત્રિગુણતત્વના ઉપાદાનવાળા સાક્ષાત્ પરમસ્વપ્રકાશ સ્વરૂપમાં તન્મય થવા મંદિરની પ્રાણ પ્રતિષ્ઠાવાળી પ્રતિમાઓ સ્વતઃ ચૈતન્ય સ્વરૂપજ છે એમ ભાવના કરવાની છે અને તે માટે સામાન્ય કેળવણી વિષે મીમાંસા આવશ્યક છે.

પરમ કૃપાળુ નામદાર બ્રીટીશ સરકારના પવિત્ર અમલમાં કેળવણીનો પ્રસાર જોતાં હિન્દી પ્રજાને આખી દુનિયાના સર્વ શાસ્ત્રોનું દર્શન થયેલું અનુભવાય છે. દરેક ભાષાઓના અનેક ગ્રન્થો પ્રસિદ્ધ થયા છે, વર્તમાનપત્રોથી ઘેર બેઠાં આખા જગત્‌ના બનાવોની અને તે ઉપર થતા વિચારોની વગેરે ખબરો સહજ

નિત્ય મળી શકે છે એ કાંઈ થોડો ઉપકાર નથી. પણ ભારત-ભૂમિને ક્રમભાગ્યે જ્યારે ઉંડો વિચાર કરીએ છીએ ત્યારે શ્રી સરસ્વતી દેવી ઉપાસકોના મલીન હૃદયોને જાણી શરમાઇ વિમૂખ બનેલી જણાય છે અને જેમ ન્યાત જમી ઉઠી ગયા પછી એઠ, રાંકાં રાજી થઈ વીણીને પેટ ભરે છે તેમ હિન્દુ પ્રજાને ભાગે વિદ્યાની એઠ આવતી જણાય છે. જ્યાં બુદ્ધિબળ જણાય છે ત્યાં હૃદયબળ નબળું જણાય છે અને સાક્ષરો રાક્ષસોરૂપે વિચરતા અનુભવાય છે. જ્યાં સદાચાર અને પૂજ્યતા જણાય છે ત્યાં નિરક્ષરતા અને ભાક્ષાની પ્રતીતિ છે, ભણેલા ધાર્મિક પ્રવૃત્તિને ધિક્કારી પોતાને અનુકૂળ ધર્મનો બોધ પ્રસારી કેવળ શિશ્નોદર-પરાયણ થયેલા છે અને કેવળ અભ્યુદય માટે આર્થિક શાસ્ત્ર (Materialism)ની મહત્તા ધટાવવા બનતો પ્રયાસ કરી કેળવ-ણીને મરડી એક પક્ષમાં વાળવા મથે છે. બીજી બાજુએ ધર્મચુસ્ત પુરૂષો આ કેળવણીનો લાભ લેવા છતાં ધર્મશાસ્ત્રને સરખાવી તેની ઉત્તમતાથી આગળ વધી, કુતર્કોને હઠાવી, શ્રેષ્ટ વર્તનથી નિઃશ્રેયસ (Spiritualism)ને દૃઢ કરી શકતા નથી અને સંશયમાં પડે છે. અનાચાર થતો જોવે છે પણ આંખ મીચામણાં કરી, ડરી, સત્ય પોતે પોતાનો માર્ગ કરશે એમ માને છે. વિદ્યાનું ફળ વિનય, શાંતિ અને સુખાકારી છે તેને બદલે પ્રાથમિક શાળામાંથી તે ઠેઠ છેવટની પદ્વી સંપાદન કરનાર વિદ્યાર્થીનું વર્તન બારીકાઈથી જોઈશું તો ઘણે અંશે વિપરીતજ દશા જોવામાં આવે છે. જેમ વિદ્યા ભણતા જાય છે તેમ મગજમાં પવન વધતો જાય છે, શારીરિક અને માનસિક જરૂરીયાતો વધતી જાય છે, વિદ્યાના વ્યસ-નને બદલે ફેશન, ગૃહસ્થતાના લક્ષણમાં પાન, તમાકુ, છીકણી, કિંમતી પોષાક, વાળની લટ ને સેંથો, કપડાના કટો અને વધારો,

ચ્હાપાણી, રમતગમત અને નાટકચેટકનાં વ્યસન વધેલાં હોય છે. બ્રહ્મચર્યની ૮૦ ટકા ખામી જણાય છે અને અભ્યાસ કરવામાં અનિયમિતપણું એવું હોય છે કે અતિશ્રમ ( overwork ) થી શરીર નખાઇ જાય છે, જેને કેટલાક દર્શાવે છે કે,

"મેટ્રીક તો માંદા પડયા, બી. એ. થયા બેહાલ;
એમ. એ. મરણ પથારીએ, શું વિદ્યામાં માલ."

જમાના પ્રમાણે પુસ્તકોના અક્ષર ઘણા ઝીણા હોવાથી આંખે ચશ્મા વહેલાં આવે છે અને પ્રકીર્ણ ઘણા વિષયો એકીહારે તૈયાર કરવાથી અંગમાં કળતર થાય છે તેથી ગરમ કપડાં અને મોજાંની જરૂર પડે છે. એકજ વિષયમાં અનેક શિક્ષકો જુદી જુદી વૃત્તિના હોવાથી 'ઝાઝી સુયાણીએ વેતર વંઠે' એ ન્યાયે પરિણામ અશ્રદ્ધા, અવિવેક અને ગુરૂબુદ્ધિનો અભાવ પ્રાપ્ત થાય છે તેથી વિદ્યા ફળતી નથી. વળી દિનમાન જોતાં વિદ્યાનો સમય પ્રાતઃકાળનો છે. જ્યારે આધુનિક સ્થિતિને, જમ્યા પછી આરામને વખતે બધી પ્રવૃત્તિની હવાથી હૃદય ઘેરાયલું હોય છે, ચોમેર પ્રવૃત્તિ ચાલુ થઇ રહી હોય છે અને વાતાવરણ તપતાં હોય છે ત્યારે અનુકૂળતા દિસે છે. વિદ્યાગ્રહણ એ અતિ સૂક્ષ્મ ઉપાસના અને ઉગ્ર તપ છે. બીજી કોઈ પણ વૃત્તિનો અભાવ હોય તોજ ખુલ્લાં હૃદયથી પ્રસન્નતાપૂર્વક ઉપાધિથી મુક્ત થઈ વિદ્યા લેવાય છે. આ પ્રકારે વિદ્યા ગૃહણ કરેલી સ્થિરતાને વિકાસને પામી થોડે શ્રમે ઘણું ફળ આપનારી થાય છે અને શારીરિક પુષ્ટિ સાથે માનસિક તુષ્ટિ આપી મનુષ્યજીવનને સફળ કરે છે. સંગિન વિદ્યાના પૂર્ણ સંતોષથી તૃપ્ત થતા પુરૂષો પોતાનું જીવન પરમાર્થમય કરી ગરીબોને સુલભ રહે છે અને પોતાને પ્રારબ્ધવશાત્ જે અનાયાસે મળે તેમાં પરમ આનન્દથી રહે છે. આ દશા આધુનિક વિદ્વાનોની નથી. તેઓની તૃષ્ણા અતિ

વિસ્તાર પામે છે, જગત્ના ઉત્તમ ભોગોને વશ કરવા અભિલાષા વધે છે અને પોતાની કિંમતનું દિનમાન ઠરાવી અન્યને સહાય આપવા ધારે છે. વિનયને બદલે અભિમાનને સેવે છે અને દ્રવ્ય સંચય કરવા ઉપર અતિ લોભવશ થતા દેખાય છે. અફસોસ એ છે કે આવા વિદ્વાનો ઘોડાગાડીના ભોગી છતાં સમજતા નથી કે ઘોડાની લ્હેર માણવા માટે ઘોડાને અંધેરી, ચોકડાં ચડાવી, હાંસડી પહેરાવી, રાસ, પટા, ઝૂલ બાંધી ચાબુકથી ચલાવવો પડે છે ત્યારે ધારેલી સ્થિતિએ પહોંચાય છે; તેમજ શરીરમાં રહેલા ઈન્દ્રિય રૂપ ઘોડાને અંકુશમાં રાખવાથીજ અભીષ્ટ કાર્ય સિદ્ધ થઈ શકે છે. " કલિયુગમાં ઘેર ઘેર સતી " એ અન્યોક્તિ ખરી પાડે છે એનું કારણ સત્યતાની ખાતર કહેવું પડે છે કે શુદ્ધ ભાવથી, ગુરૂની પ્રસન્નતાથી, ઈન્દ્રિયોને કેળવી, મનોબળ દૃઢ કરી, નીતિમય જીવન ગાળી, વિદ્યા સંપાદન કરેલી નથી હોતી. ગુરૂવર્ગ કે જેઓની ફરજ સદાચારી થઈ સદાચારવાળા શિષ્યોને બનાવી સમ્યગ્જ્ઞાન આપવું જોઈએ તેમ ભણાવી શકતા નથી. કેટલીક શાળાઓમાં ઉપરનો ભભકો હોય છે. દરેક ધોરણમાં એક વિષય માટે અનેક પુસ્તકો રાખી આડાઅવળા બબ્બે ચાર ચાર પાઠો શીખવી ચોપડીઓનો ભારો વધારી બતાવે છે કે આ શાળામાં આટલું શીખવાય છે અને આવા નિયમો છે. પરિણામે ફાવે તે પગાર ઠરાવી અજ્ઞાનિ લોકોના નાણાનો ભોગ લેવાય છે અને મોહમાં ફસાવાય છે. કેટલીક શાળાઓ ધર્માદા ખાતાની હોય છે તેના રક્ષક ટ્રસ્ટીઓ એવા વ્યવસાયી હોય છે કે તેનો મુખ્ય આધાર અમૂક વ્યક્તિની ઉપર હોય છે. નાણાની રકમ પૂરી પડતી ન હોય તો પણ બીજાના મદદથી અગર સંપત્તિ પ્રમાણે શિક્ષણની વ્યવસ્થા કરવા શક્તિવાન્ થઈ શકતા નથી. ખાતાંને મ્હોટાં વધારી બહારના આડંબ-

રમાં પડી શિક્ષકો કે જે વિદ્યાર્થીની વિદ્યાના જીવનનો મુખ્ય આધાર હોય છે તેઓની સ્થિતિ સુધારી શકતા નથી. શિક્ષકો પોતાના સુખસંપત્તિના સાધનો મેળવવા રાત દિવસ ચિન્તાગ્રસ્ત હોવાથી વિદ્યાર્થીના હિતમાં લક્ષ્ય આપી શકતા નથી અને શાળાના સમયને આરામરૂપ માની ઉપર ઉપરથી જેમતેમ ઝટ ઝટ ધોરણનો નિયત અભ્યાસ પૂરો કરાવે છે. આવી રીતે ભવિષ્યની પ્રજાના બુરા હાલ થાય છે અને લોકોનાં નાણા, સમય તથા શકિતનો વ્યય વૃથા થાય છે. આજકાલ દૃષ્ટિ ઉપરના દેખાવ અને પદ્વી ઉપર કરાય છે. આચારને અનુભવ ઉપરથી યોગ્યતાની કદર થતી નથી માટે આવી રીતે પ્રજા વિદ્યાદેવીની ઉપાસના કરતી રહેશે તો જેમ એવું અનુમાન થાય છે કે કેળવણી પામેલા પુરૂષોના આયુષની સરેરાસ ૪૦ વર્ષની આવે છે તેમ હવે કેટલાં વર્ષની જીંદગી ઘટશે, શિક્ષકોને સંકટ કેવાં પડશે અને લોકોની શું સ્થિતિ થશે તે કલ્પાતું નથી. માટે અભ્યાસ ક્રમમાં નીચે પ્રમાણે ફેરફાર ઉચિત છે.

૧. અભ્યાસનો સમય સવારના ૭ાથી ૧૧ પર્યંતનો રાખવો જોઈએ.

૨. જે વિષય ભણાવવો હોય તેનાં પરિપૂર્ણ જ્ઞાનવાળો એકજ શિક્ષક હોવો જોઈએ.

૩. રોજનો પાઠ સમજી મુખે રહેવો જોઈએ અને હમેશાં પુનરાવૃત્તિ પહેલેથી થવી જોઇએ કે જેથી જે ભણાય તે ભૂલાય નહીં.

૪. વિદ્યાર્થીઓએ વહેલાં ઉઠી, નિત્યકર્મ કરી, પાઠનું સ્મરણ કરવાની ટેવ પાડવી જોઈએ. ત્યાર પછીજ શાળામાં આવવું જોઇએ.

૫. નિશાળના શિક્ષકોને કોઇ પણ બીજી વૃત્તિ હોવી ન જોઇએ અને તે માટે તેમને પૂરતો પગાર મળવો જોઈએ અને

અમૂક વર્ષની નોકરી પછી સારી રીતે વ્યવહાર ચાલે તેવી જીવિકા મળવી જોઈએ.

૬. શિક્ષકોએ દરેક વિદ્યાર્થીની શારીરિક, માનસિક, નૈતિક, અને આર્થિક સ્થિતિ ઉપર ધ્યાન આપી તેને વિદ્યા જેમ સહેલી તથા સારી રીતે મળે તેનો વિચાર રાતદિવસ કરી વિદ્યાર્થીઓનાં હિતમાંજ પ્રવૃત્તિ કરવા શિવાય બીજી કોઇ પણ વૃત્તિ રાખવી નહીં જોઈએ.

૭. વિદ્યાર્થીઓને સાદો સાત્વિક ખોરાક નિયમિત પ્રમાણમાં અને સમયમાં મળવો જોઈએ. નાટકાદિ દરેક વ્યસનથી દૂર રાખવા જોઇએ.

૮. અભ્યાસક્રમ એવો હોવો જોઇએ કે જેનું અનુસંધાન રહી શકે અને જેટલું ભણાય તેટલું વ્યવહારમાં અર્થ સાધવા કામ લાગે તેવાં પુસ્તકો પણ હોવાં જોઈએ.

૯. શિક્ષકોનું સન્માન સરખે દરજજે થવું જોઈએ. ઉચ્ચ નીચની માન્યતા ન રહેવી જોઇએ એટલુંજ નહીં પણ ઘણે ભાગે સાહિત્ય વિષયમાં શિક્ષકો બ્રાહ્મણોજ હોવા જોઇએ.

૧૦. ધાર્મિક શિક્ષણ, મનુસ્મૃતિ, રામાયણ અને મહાભારતના મૂળ ગ્રંથોથી આપવું જોઇએ જેથી ધર્મ સમજાય અને ક્રિયાપરાયણ થવાય.

૧૧. કેળવણી જેમ બને તેમ સોંઘી કરવા માટે બીજા ધર્માદા જેવાં કે દવાખાનાં, સુવાવડખાનાં, આરોગ્યભુવન વગેરેને સહાય આપ્યા પહેલાં વિના ત્રાસે અને વિના ખર્ચે સારી રીતે વિદ્યાભ્યાસ કરી શકાય તેવાં પુસ્તક વગેરેના બહોળાંસા ધન પૂરાં પાડવા રાજા તથા પ્રજાએ ધનનો છૂટથી ઉપયોગ કરવો જોઇએ.

૧૨. આવશ્યક કપડાં અંગ ઉપર પહેરી છૂટથી અભ્યાસ કરવો અને કરાવવો જોઈએ. અનુચિત પોશાક અને બપોરનું ધાર્મિક કર્મ વિદ્યાર્થી તથા શિક્ષકને વિઘ્નકારી છે.

૧૩. બપોરે નિત્ય ધાર્મિક સંધ્યા તર્પણ કરી ભોજન પછી વિશ્રાન્તિ મળવી જોઇએ અને ચારથી પાંચ સુધી થયેલો અભ્યાસ વિચારવો જોઈએ.

૧૪. પાંચથી સાડાછ સુધી વ્યાયામ અને રમતનો વિનોદ કરવો. પછી સન્ધ્યા, જપ, સ્તુતિ, દેવદર્શન કર્યા પછી મિતાહાર કરવો જોઈએ.

૧૫. પોતાના પાઠ અને ઈષ્ટદેવનું સ્મરણ કરી ૯ વાગે નિદ્રાવશ થવું અને વધુમાં વધુ આઠ કલાક નિદ્રા લેવી જોઈએ.

અભ્યાસક્રમ નીચે પ્રમાણે હોવો જોઇએ.

---

પુરુષ. (માતૃભાષા–ગુજરાતી)

| ઉમ્મર. | વિષય. |
|---|---|
| ૫ થી ૭ | (૧) બારાક્ષરી, સંસ્કૃત, અંગ્રેજી.<br>(૨) આંક એકએકાથી ઉઠા સુધી.<br>(૩) સ્તુતિ, કવિતા, સંગીતશાસ્ત્રના રાગની સમજ મોઢે કરાવવી. |
| ૮ થી ૧૧ | (૧) (માતૃભાષા-ગુજરાતી), હિન્દી, અંગ્રેજીની સંપૂર્ણ વ્યાકરણથી સમજ અને બોલતાં, લખતાં અને વાંચતાં શીખવવાનું. |

| | |
|---|---|
| | (૨) ગણિત-લેખાં, વ્યાજ, નફોતોટો, માપ, પાંતી. |
| | (૩) ધર્મશાસ્ત્ર-મનુસ્મૃતિ, ગૃહ્યસૂત્ર (ભાષાન્તરદ્વારા.) |
| | (૪) ચિત્રકળા અને રસાયણશાસ્ત્રનો સામાન્ય બોધ. |
| | (૫) અંગકસરત-મુગદળ, દંડ વિગેરે. |
| ૧૧ થી ૧૬ | (૧) સંસ્કૃત, હિન્દી અને અંગ્રેજીનું સંપૂર્ણ જ્ઞાન. પત્રવ્યવહાર, નિબંધ અને કાવ્યરચના. |
| | (૨) જ્યોતિષ, વૈદુ અને શસ્ત્રનું સામાન્ય જ્ઞાન. |
| | (૩) નામું, વ્યાજવટાવના હિસાબ, વ્યાપારની સમજ, ક્રય વિક્રયની ચીવટ અને જ્ઞાન. |
| | (૪) ઇતિહાસ તથા ભૂગોળ. |
| | (૫) સીવણ, ગુંથણ, ભરત અને માપણીનું જ્ઞાન. |
| ૧૬ થી ૧૮ | (૧) પૂર્વમીમાંસા, યજ્ઞ, શ્રાદ્ધ, તર્પણ, વ્રત, જપ, તપના વિષયો. |
| | (૨) પુરાણ, પાશ્ચિમાત્યતત્ત્વજ્ઞાન (ઇંગ્રેજી પુસ્તકદ્વારા). |
| | (૩) રામાયણ અને મહાભારત. |
| | (૪) રાજ્યપ્રકરણ, હિસાબી, વસુલાત, લશ્કરી વગેરે ખાતાની સમજણ. |
| ૧૮ થી ૨૦ | (૧) કાયદાનું જ્ઞાન ફરજીઆત. |
| | (૨) અર્થશાસ્ત્ર. |
| | (૩) ષડ્દર્શન. |

### ઐચ્છિક વિષય.

| | |
|---|---|
| ૨૦ થી ૨૪ | ઉંચું ગણિત, ઉત્તર મીમાંસા, વૈદકશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, પશુશાસ્ત્ર તથા કાયદાનું વિશેષ જ્ઞાન. |

**સ્ત્રી.**

ઉમ્મર.

| | |
|---|---|
| ૫ થી ૭ | (૧) બારાક્ષરી, ગુજરાતી, સંસ્કૃત, અંગ્રેજી. |
| | (૨) આંક એકથી સવાયા સુધી. |
| ૮ થી ૧૦ | (૧) સંગીત શાસ્ત્રના આલાપ વગેરે. |
| | (૨) ગુજરાતી, હિન્દી અને અંગ્રેજીનું વ્યાકરણ અને ભાષાનું જ્ઞાન. |
| | (૩) ગણિત, સાદુ વ્યાજ વગેરે. |
| | (૪) ગૃહ, દ્રવ્ય અને શરીરશુદ્ધિ અને આરોગ્યતાના નિયમો. |
| | (૫) સામાન્ય કસરત–ગીતદ્વારા. |
| ૧૦ થી ૧૨ | (૧) સામાન્ય ધર્મજ્ઞાન, સ્ત્રી ધર્મ. |
| | (૨) પાકશાસ્ત્ર. |
| | (૩) ઘરવૈદું અને બાળરક્ષા. |
| | (૪) ઇતિહાસ અને ભૂગોળ. |
| | (૫) સીવણ, ગુંથણ, ભરત અને ચિત્રકળા. |

**ઐચ્છિક વિષયો.**

| | |
|---|---|
| ૧૨ થી ૧૫ | (૧) ધર્મશાસ્ત્ર, |
| | (૨) યંત્ર વિદ્યા, સંગીત, વૈદક અને અર્થશાસ્ત્ર. |

ઉપર પ્રમાણેના ક્રમથી, શુદ્ધ શ્રદ્ધાથી, પવિત્ર ઉત્તમ વર્ણના શિક્ષકોદ્વારા જો વિદ્યાભ્યાસ થાય તોજ સરસ્વતીદેવીની પ્રસન્નતા પ્રાપ્ત થાય છે અને ત્રિકાળજ્ઞપણું પ્રાપ્ત થાય છે. પુરાણોના આશય વ્યાસ ભગવાન્ બે વચનમાં દર્શાવી આપે છે કે પરોપકારથી

પુણ્ય અને પરપીડનથી પાપ થાય છે તે સંપૂર્ણ રીતે સમજાય છે. ગમે તેમ હોય તોપણ એટલું તો નક્કી છે કે દેવો કોઇ કાર્ય કરે વા ન કરે પણ તેની મનને રાજી રાખે એવી વાતો સાંભળતાં તે દેવનું ધ્યાન, રટણ અને સ્મરણ તેટલા વખત સુધી થયા કરે છે તેથી ભાવના તે દેવમય થાય ખરી.

આ સંસારને વૃક્ષની ઉપમા આપેલી છે તેમાં મૂળ ઉંચે અને શાખા નીચે બતાવેલી છે તે શરીરના સાત ચક્રના વિચારથી સમજાય છે કે જગત્નું મૂળ અવિદ્યા છે તે બ્રહ્મરન્ધ્રથી પ્રસરે છે અને જીવભાવે ચૈતન્યને ઓળખાવે છે માટે અજ્ઞાનને વશ જીવ મનાય છે. તેને જ્ઞાન આપવા વ્યવહારમાં પ્રવર્તાવવા ગુરૂથી આરમ્ભી શિવ, વિષ્ણુ, બ્રહ્માના ત્રણ ગુણના સ્વરૂપને શ્રીગણેશના સ્થૂલ રૂપમાં સમાવી જગત્નો વ્યવહાર ચલાવાય છે માટે જે પિણ્ડમાં છે તેજ બ્રહ્માણ્ડમાં છે એમ માનવાનું છે.

**પ્ર૦ ૩૨**—આ જગત અવિદ્યામય છે અને ભ્રાન્તિ છે તથા ચૈતન્ય શિવાય બીજું છે નહીં તો અવિદ્યા આવી કયાંથી અને ભ્રાન્તિ કોને કેમ થઈ ? અને જેમ હાલ ભ્રાન્તિ અનુભવાય છે તેમ મોક્ષ પછી પાછી ન થાય એમ કેમ મનાય ?

ઉ૦—ઉપદેશ કરવાના બે પ્રકાર છે. એક કાંઈ ન હોય તેમાં કાંઈ કલ્પી તે ઉપર રચના કરવી જેને અધ્યારોપ કહે છે અને બીજો પ્રકાર એવો છે કે જે દેખાય છે તે ખરી વસ્તુ નથી એવી માન્યતાથી છેવટ સુધી 'આ નહીં, આ નહીં' એમ કહી જયારે કાંઈ ન અનુભવાય ત્યારે તે અનુભવ કરનાર કોઇ છે એમ મનાવાય છે એને અપવાદ કહે છે. આ બે પ્રકારે જગત્ કે જેમાં

સર્વ વ્યવહાર સત્ય અને અનૃત (સાચું ખોટું) ભેગાં થઈ સ્વભાવથીજ ચાલ્યો આવે છે તેનો નિર્ણય કરવો જોઈએ. નામ, રૂપ, સત્, ચિત્ અને આનન્દ આ પાંચ તત્વથી આખું જગત્ વ્યાપ્ત છે. તેમાં નામ અને રૂપ વિકારી, ઉત્પત્તિવાળાં અને નાશી છે અને સત્, ચિત્ અને આનન્દરૂપ તત્ત્વ અવિકારી, અનાદી અને અનન્ત છે. જે નામરૂપાત્મક જગત્ દેખાય છે તે ત્રણ ગુણના કાર્યરૂપે દેખાય છે માટે ત્રણ ગુણની સામ્ય અવસ્થાને પ્રકૃતિ માની શુદ્ધસત્ત્વગુણી માયાથી ઇશ્વર અને તમોગુણી અવિદ્યાથી જીવ કલ્પી આખા જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયની માન્યતા ખડી કરી છે અને આ પ્રકૃતિનો આધાર ત્રિગુણાતીત ચૈતન્ય માની અધ્યારોપની કલ્પના કરેલી છે. જે જેને જુવે તે તેનાથી જુદો એમ ધારી જગત્ નામરૂપાત્મક હોવાથી અસત્, જડ અને દુઃખરૂપ છે જેથી તેનો પ્રકાશક સત્, ચિત્ અને આનંદરૂપ હોવો જોઇએ. એ રીતે અપવાદથી સર્વનો સાક્ષી શેષરૂપે રહે છે. માટે પણ પરમ આનન્દમૂર્તિવ્યાપક સ્વરૂપ વિષ્ણુ ભગવાન્ શેષશાયી કહેવાય છે. જગત્‌ને સત્ય કહેવાય તેમ નથી કારણ કે દરેક વસ્તુ દરેક ક્ષણે બદલાય છે અને સ્થિર નથી. જો કે તે તરત જાણવામાં આવતું નથી. તેમ અસત્ય પણ કહેવાય નહીં કારણકે દેખાય છે, વ્યવહાર ચાલે છે અને ટકી રહેલું છે એમ ભાસે છે. જોકે આગળ કહ્યું તે પ્રમાણે ખરી વસ્તુ યથાર્થરૂપે દેખાતી નથી માટે જગત્‌ની સત્ય કે અસત્યની કલ્પના કરાતી નથી પણ દેખાય છે છતાં બાધ થઈ શકે એવું છે તેથી મિથ્યા કે અનિર્વચનીય કહેવાય છે. અવિદ્યાત્મક આ જગત્‌નો વ્યવહાર છે એમાં તો શક નથી કારણ બીજી ક્ષણે શું થશે તે કોઈથી જાણ્યું જાય તેમ નથી અગર ચોક્કસ બાબત નજ બને તે પણ કહેવાતું નથી. **દુર્ઘટ ઘટના**

**पटीयसी माया ।** વળી વિસ્મરણ એટલે ભૂલ થવી એ સ્વભાવ છે. કહેવત છે કે 'કેડે છોકરૂં અને ગામમાં ગોતવું' અગર 'ડોકમાં ઘરેણું પણ બહાર શોધવું' એ વાત જેમ સ્વતઃ સિદ્ધ છે તેમ જ્યાં સુધી આ છોકરૂં અને આ ઘરેણું તથા પંચદશીકાર કહે છે તેમ દશમો પુરૂષ પોતાને ન ગણે ને બીજા નવને ગણે માટે પોતે ખોવાય તેને દશમો તું એમ પ્રત્યગ્ અને અભિન્ન આત્મતત્ત્વનો સાક્ષાત્કાર નહીં થાય ત્યાં સુધી સહજાધ્યાસરૂપે જગતની પ્રતીતિ રહેશેજ. ચક્ષુના દોષથી એક ચંદ્રમાં બે ચંદ્ર દેખાય, થાંભલામાં પુરૂષ કલ્પાય અને આકાશમાં નીલતા મનાય છે, તેમ જ્યાં સુધી બુદ્ધિ હું અને મ્હારૂં એ ભાવથી નિર્મળ નહિ થાય, જગતના વિષયોમાં લાભ દેખાય અને વંધ્યાપુત્રવત્ આ જગત્ ન જણાય ત્યાંસુધી આત્મસાક્ષાત્કાર અપરોક્ષ ન થાય અને ત્રણ ગુણની વિકૃતિનો ત્રિપુટી આત્મક ભેદ ટળે નહીં. અનાદિ કાળથી થયેલા ભ્રમને અનુભવ્યા પછી નિજસ્વરૂપને ઓળખવું અને પિણ્ડબ્રહ્માણ્ડમાં એકજ મૂર્તિ છે એમ નિશ્ચય કરવો તેથી સમજાશે કે 'છાણના દેવ અને કપાશીઆની આંખો' તે પ્રમાણે અવિદ્યા એ જીવ અને જીવ એ ભ્રાન્તિ દેખાય છે તે જગત્સમષ્ટિ આત્મક સંકલ્પની કાન્તિ છે અને જ્યારે જ્યારે વાસનાક્ષયથી સંકલ્પની શાન્તિ થઈ કે અખિલબ્રહ્માણ્ડની, અભિન્ન નિમિત્તોપાદન કારણરૂપ સ્વયંપ્રકાશ અખંડાદનન્દ બ્રહ્મમાં વિશ્રાન્તિ છે. આ સ્થિતિ પ્રાપ્ત થયા પછી પુનરાગમન નથી એમ સર્વ માન્ય, સ્વતઃસિદ્ધ, અલૌકિક વસ્તુનું દર્શન કરાવનાર અસાધારણ ચક્ષુ શાસ્ત્રનો રાજા વેદ કહેછે કે **नसपुनरा वर्तते ।** શ્રીકૃષ્ણ કહે છે કે **यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥ " वाचारम्भणं विकारोनाम धेयं मृत्तिकेत्येव सत्यम् "** નામરૂપાત્મક જગત્ કેવળ વાણીનીજ કલ્પના છે. કેવળ માટીરૂપ ચૈતન્ય મૂર્તિનો વિલાસ છે. જડ વસ્તુ

છેજ નહીં. સામ્રાટની નજરે દોઢ આનાની રોજીવાળો જેમ, સૂર્ય આગળ તસુની વાટમાં બળતી દીવી જેમ અને સાવજ આગળ કીડી જેમ જડ જેવી છે તેમ અક્ષર અવિનાશી, વ્યાપક, પરિપૂર્ણ પરમાત્માના ચૈતન્ય આગળ પંચભૂત તેના કાર્ય, વાયુ, વાણિ, બુદ્ધિ વગેરે જડજ છે પણ પ્રતિમામાં તો પ્રાણ પ્રતિષ્ઠા કરવામાં આવે છે માટે તેમાં ચૈતન્ય વિશેષ છે તેથી જડ બુદ્ધિને જગત્ જડ દેખાય છે પણ ખરી રીતે એક અદ્વિતીયજતત્ત્વ સર્વ ભેદરહીત છે એમ અનુભવવું જોઈએ. વળી વૈદિક કર્મથી ચિત્તશુદ્ધિ સંપાદન કરી, દેવોની ઉપાસનાથી ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત કરી અને ઉપનિષદ્, શારીરિક સૂત્રભાષ્ય અને ભગવદ્ગીતારૂપ પ્રસ્થાનત્રયીના રહસ્યની એકતાનતા અનુભવી પ્રારબ્ધ પ્રમાણે શુકદેવજી જેવા ત્યાગી, જનક, રામચંદ્ર કે શ્રીકૃષ્ણ જેવા ભોગી અથવા વસિષ્ઠ સમાન કર્માનુરાગી રૂપે પ્રવૃત્તિ કરવી જોઈએ.

આ પ્રમાણે આ મૂર્તિ મીમાંસાનો પરમ સૂક્ષ્મ આશય ગ્રહી આ લઘુ ગ્રન્થથી જનસમાજની થોડી પણ સેવા કરવાની પ્રેરણાને તરત અમલમાં મૂકવાની અમૂલ્ય સહાય માટે સુજ્ઞ શ્રીમાન્ સદ્ભક્ત નારાયણદાસ વિ. હિરાલાલ મુનિમને ધન્યવાદ આપી પરમ અવિનાશી સ્વરાજ્યની નિરંકુશાતૃપ્તિ પૂજ્ય ભારત ભૂમિના પવિત્ર કિરણોમાં પ્રસરે એવી અભ્યર્થના છે. इति.

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तुनिरामयाः ।
सर्वेभद्राणिपश्यन्तु माकश्चिद्दुःखमाप्नुयात् ॥ १ ॥
कालेवर्षतु पर्जन्यः पृथ्वी सस्यशालिनी ।
देशोऽयंक्षोभरहितो ब्राह्मणाः सन्तुनिर्भयाः ॥ २ ॥

# શ્રી




## 'સરસ્વતી' છાપખાનું.

છાપનાર—રા. રા. ગુલાબરાય વિ. કલ્યાણરાય હાથી.

પનાલાલ ટેરેસ, ગ્રાંટરોડ—મુંબઈ.

છાપનાર—શા મગનલાલ જગજીવનદાસ.

૨૫૬, નાગદેવી સ્ટ્રીટ, માંડવી પોસ્ટ ઓફીસ પાસે મુંબઈ

( ૨૧૧૭-૧૭ )